# સંભાવિત સુંદરલાલ

અનુવાદક

રત્નમણિરાવ ભીમરાવ બી. એ.

'ગુજરાતનું પાટનગર અમદાવાદ' 'ખંભાતનો ઇતિહાસ' વગેરેના કર્તા

**શ્રી રસિકલાલ છો. પરીખના**
પુરોવચન સાથે

પ્રકાશક

**ચૈતન્યપ્રસાદ મો. દીવાનજી**

શાહીબાગ • અમદાવાદ

# ચેતવણી



પ્રકાશક : ચૈતન્યપ્રસાદ મો. દીવાનજી, પૅરેડાઇઝ, શાહીબાગ, અમદાવાદ
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ.
આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ

# અર્પણ

પોતાના મતને મળતા ન હોય
એ બધા ખોટા અને નાલાયક છે એવું જેઓ માનતા હોય
તેવા સજ્જનોને
વગર રજાએ
આ ગ્રંથ
અર્પણ
છે.

# અનુક્રમ

# પ્રસ્તાવના

જેમ્સ બેરી કૃત The Admirable Crichton નામનું નાટક અંગ્રેજી સાહિત્યમાં સારૂં ગણાય છે. અંગ્રેજી અને આપણા સમાજમાં કેટલોક મૌલિક ફેર હોવાથી આવી વસ્તુને આપણા સમાજમાં બેસાડતાં કુદરતી મુશ્કેલી નડે છે. મૂળની જ વસ્તુ ફેરવીએ તો એ નાટકનો ખરો રસ માર્યો જાય છે. એટલે મૂળ લેખકને માથું નમાવી, એનનું બનાવેલું ખોખું કાયમ રાખી, એને દેશી અલંકાર અને વસ્ત્રો પહેરાવવાં એ જ ઠીક લાગ્યું. એ વસ્તુ આપણા સંજોગોમાં બંધ બેસે કે કેમ તેની થોડી ચર્ચા ભૂમિકામાં કરી છે. તદ્દન બંધ ન બેસે તેવી બાબતો ફેરવવી પણ પડી છે. પહેલા અને ત્રીજા અંકમાં એવું ખાસ લાગે એમ છે. દરિયાઇ મુસાફરીની કોઇને જરા નવાઇ લાગે, પણ હાલ સ્ટીમર કંપનીઓ એવી સફરો ગોઠવે છે. પૈસાનો હિસાબ ન હોય એવા લોક આગવી નાની સ્ટીમરમાં સફરે જાય એ અસંભવિત નહિ લાગે.

આપણા સમાજને અનુકૂળ છેક મૂળમાંથી ફેરવવામાં આ નાટકનો રસ માર્યો જવા ઉપરાંત, અંગ્રેજી સમાજની કેટલીક ખાસિયતો જેવી આપણા સમાજમાં જે ખાસિયતો મળે તેને અનુ-

સરવા જતાં એ વાતો તો હવે જૂની થઇ ગઈ છે એમ લાગે. બીજું, આપણામાં સમૂલ ફેરવીએ તો Crichtonનું આખું વ્યક્તિત્વ માર્યું જાય છે. આથી મૂળ નાટકના વસ્તુને જ અનુસરવાનું યોગ્ય લાગ્યું.

એટલે, આખરમાં એટલું જ કહેવાનું કે સારૂં રસ પડે એવું કાંઇ જણાય, તો તેનો યશ મૂળ અંગ્રેજ લેખકને છે; ખામી જણાય તો—અને આવા કાર્યમાં ખામી જરૂર રહે જ—તેની જોખમદારી મારી જ છે.

અંગ્રેજી ગ્રંથમાં નામની નીચે કૉમેડી (પ્રહસન) એવું લખેલું છે. એ જરૂર અહીં જણાતી નથી. કૉમેડી કે ટ્રૅજેડી તો વાંચનાર જ નક્કી કરે એ ઠીક. અંગ્રેજીમાં નિર્જન બેટમાં વીજળીના દીવાની વાત લાવે છે તે પણ ઠીક ન લાગવાથી છોડી દીધી છે.

ભજવવા માટેની સામગ્રીની સૂચના લખવાનો રિવાજ કોઈવાર જોવામાં આવે છે. એ પણ અહીં લખવાની જરૂર નથી. લખનાર કરતાં ભજવનારમાં વધારે કલાની જરૂર હોય છે, એટલે એ બાબત ભજવનાર પોતાને અનુકૂળ રીતે ગોઠવી લે એ જ યોગ્ય છે.

ગુજરાતી ભાષામાં ટાઇપ કરીને લખાણ છાપખાનામાં આપવાનુ જ્યાં સુધી અશક્ય છે ત્યાં સુધી, અને પોતાની ભૂલ પોતાને જડે નહિ એવી કેટલાકની ટેવને કુદરત સુધારે નહિ ત્યાં સુધી, ભૂલો રહી જવાના સંભવને અનુરૂપ જે ભૂલો આમાં રહી ગઇ છે તેને માટે વાંચનાર ઉદારતા બતાવશે એવી આશા રાખું છું.

રત્નમણિરાવ ભીમરાવ

યશવંતપુર, બેંગલોર

# પુરોવચન

## ૧

**'સંભાવિત સુંદરલાલ'** સર જેમ્સ બેરીના 'એડ્મિરેબલ ક્રિક્ટન' નામના નાટકનું રૂપાન્તર છે.

આ નાટક બેરીની શરૂઆતની છતાં બેરીને નાટ્યકારોમાં પ્રતિષ્ઠા અપાવનાર કૃતિ છે. બેરીની નાટ્યરીતિનો વિશિષ્ટ અંકુર એમાં ફૂટેલો છે. વર્તમાન લોકસ્થિતિના અને મનઃસૃષ્ટિના વસ્તુને 'પરીકથા'ના રૂપમાં રજુ કરવાની જાદૂગીરી એ સર જેમ્સ બેરીની નાટ્યરીતિ કે 'રૂપકરીતિ' છે. 'પિટર પૅન' એ એનો ઉત્કૃષ્ટ નમૂનો છે. છતાં આ વિશિષ્ટ રીતિનું 'ડીઅર બ્રૂટસ' કે 'મેરી રોઝ'માં જાદૂ ઓછું નથી. એક બાજુએ વસ્તુસ્થિતિને વસ્તુસ્થિતિના રૂપે દર્શાવનાર શૈલીનો ચીલો વધારે પડતો રેતાળ થતો જાય છે ત્યારે વસ્તુસ્થિતિને વધારે સમર્થ રીતે દર્શાવનાર ચીલા વિનાનો આ જાદૂઈ માર્ગનો ચમત્કાર કંઈ ઓર જ છે. પણ બેરીની જાદૂઈ સૃષ્ટિનું વાયુમંડલ 'પરીકથા'ના કે બીજી કોઈ રૂઢ જાદૂઈ દુનિયાના વાયુમંડલ કરતા જુદું જ છે. રૂઢ અને જાણીતી જાદૂઈ દુનિયામાં અદ્ભુતનો વાયુ વાતો હોય છે તેને બદલે બેરીની જાદૂઈ

સૃષ્ટિમાં હાસ્યનો વાયુ સ્થૂલ અને સૂક્ષ્મરૂપે વાય છે, અને બધા રસોને ચમક આપે છે. 'એડમિરેબલ ક્રિક્ટન'માં આ જાદૂઈ વેલના અંકુરો એ હાસ્યના વાતાવરણમાં ઠીકઠીક ફૂટેલા દેખાય છે.

૨

આવી કૃતિને ગુજરાતી ભાષામાં ઉતારવાનો પ્રયત્ન એ સાહિત્યની સાચી પણ દુષ્કર સેવા છે. દુષ્કર એટલા માટે કે પશ્ચિમના સાહિત્યને ગુજરાતીમાં કેવા પ્રકારે ઉતારવું એ મૂંઝવનારો પ્રશ્ન છે. શબ્દશઃ અનુવાદ કરવો એ રાજમાર્ગ છે. પણ આવા અનુવાદો ઘણી વાર દેશી કપડાં પહેરીને ફરતાં મુક્તિફોજનાં યૂરોપિયન માણસો જેવા વિચિત્ર લાગે છે; અને તેથી મૂળના રસને અનુવાદમાં ઊતરતાં વિઘ્ન આવે છે. આથી કેટલાક ભાવાનુવાદ કરે છે પણ કથાનું વૃત્ત તથા પાત્રોનાં અને સ્થળોનાં નામ મૂળનાં કાયમ રાખે છે; જ્યારે બીજા ભાવાનુવાદ કરવા રૂપાન્તર કરે છે, અને ગુજરાતી દુનિયામાં ગુજરાતી સ્ત્રી–પુરુષો દ્વારા કથાનું વૃત્ત રચે છે. આવા ભાવાનુવાદના પ્રકારોમાં મૂળ માર્ગને બદલે બીજા માર્ગે ચઢી જવાનું સ્ખલન અનેકવાર થઈ જાય છે; એટલે રૂપાન્તર કરવામાં છૂટ વધારે હોય છે છતાં જેને જવાબદારીનું ભાન છે તેને માટે દુષ્કરતા પણ વધારે છે.

નાટકના વિષયમાં–ખાસ કરી પ્રયોગમાં મૂર્ત કરવાના નાટકના વિષયમાં–પશ્ચિમની નાટ્યકૃતિને ગુજરાતીમાં કેમ ઉતારવી એ પ્રશ્નનો તો નિકાલ જ થતો નથી. જેનો આસ્વાદ કેવળ વાંચીને જ લેવાનો છે તેવી કૃતિઓમાં શબ્દશઃ અનુવાદનો રાજમાર્ગ લેવો એ ઇષ્ટ છે એમ, અપવાદો માટે અવકાશ રાખી, કહી શકાય. તેમાં અજાણ્યાપણાની વિચિત્રતા એક પ્રકારનું આકર્ષણ પણ થઈ પડે. પણ જે તખ્તા ઉપર ભજવવા માટે છે તેમાં આવી વિચિત્રતા દરેક રસને હાસ્યાસ્પદ બનાવે;—અને હાસ્યરસ પણ હાસ્યાસ્પદ થાય તો રસ જ રહે નહિ ! આ દૃષ્ટિબિન્દુથી વિચાર કરીએ તો, નાટકના વિષયમાં રૂપાન્તર

કરવું એ મૂળ રસના નિષ્પાદન માટે યોગ્ય માર્ગ ગણાય.* પણ મૂળનું તાત્પર્ય અને મૂળનો રસ સાચવવામાં ઘણી કાળજી રાખવી આવશ્યક થાય છે. આ જો ન સચવાય તો મૂળનો દ્રોહ થાય. જો કે રૂપાન્તર બીજી રીતે આકર્ષક હોય તો સ્વતંત્ર સ્થાન પ્રાપ્ત કરી શકે.

૩

આ દૃષ્ટિએ 'સંભાવિત સુંદરલાલ'ને ખરેખરો ન્યાય તો જ્યારે એને ભજવાતું જોઈએ ત્યારે અપાય. ભજવવા માટે જ ગુજરાતીમાં 'એડ્મિરેબલ ક્રિક્ટન'ને ઉતારવાની મહેનત શ્રી. રત્નમણિરાવ પાસે કરાવવામાં આવી છે એવી મને ખબર મળી હતી. પણ સંજોગો પ્રતિકૂળ પડવાથી ગ્રંથરૂપે એને પ્રથમ પ્રકટ થવાની ફરજ પડી !

'સંભાવિત'૦ એ રૂપાન્તર છે એટલે મૂળ સાથે સરખાવી એને અનુવાદ તરીકે શબ્દશઃ તપાસવાનો શ્રમ વ્યર્થ છે. છતાં મૂળ સાથે સરખાવતાં જણાશે કે કથાનો વૃત્તાન્ત અને નાટ્યરસ સાચવવાનો આ સફળ પ્રયત્ન છે. મૂળની સ્વભાવ–પ્રકૃતિઓ ગુજરાતી સ્ત્રી-પુરુષોમાં ઉતારી શકાય એટલી ઉતારી છે અને છતાં ગુજરાતી સ્વાભાવિકતા સાચવી છે. આ કામ ઘણું કઠિન છે, સ્વતંત્ર સર્જન કરતાં વધારે પરસેવો ઉતારે એવું છે એ જેણે બન્ને પ્રકારના પ્રયત્નો કર્યા હશે તે સમજી શકશે. શ્રી. રત્નમણિરાવનો પ્રયત્ન મૂળના મનોભાવ ઉતારવામાં સર્વથા સફળ થયો છે એમ કહેવું એ તો ખુશામત કરવા જેવું થાય; પણ જે સફળતા મળી છે તે મેળવવી કેટલી કઠિન છે એનો વિચાર કરતાં તેમની શક્તિ માટે આદર ઉત્પન્ન થયા વિના રહેતો નથી ! ( આના સમર્થનમાં સરખામણી કરવા અનેક ઉતારાઓ આપું પણ આ કેવળ પુરોવચન છે એમ મને યાદ આવે છે ! )

*મૂળ નાટ્યકૃતિને અકબંધ ગુજરાતીમાં ઉતારી 'સરસ' રીતે ગુજરાતી રંગભૂમિ ઉપર ભજવી ન શકાય એવો મારો મત નથી; પણ, તેને માટે ભજવનારની અને પ્રેક્ષકવર્ગની ખાસ તૈયારી જોઈએ. હું પોતે તો આવી ખાસ તૈયારી સાથે રૂપાન્તર કરતાં મૂળ કૃતિને અકબંધ ગુજરાતીમાં જોવા-સાભળવાનું પસંદ કરૂં.

## ૪

'માણસો બધા સરખા છે અને તેમનામાં ઊંચનીચના ભેદો કુદરતી નથી પણ કૃત્રિમ છે માટે તે દૂર થવા જોઇએ' એવા વિચારો સેવતા ( અથવા સાચી રીતે તો એવા વિચારો સાથે ગેલ કરતા ) લૉર્ડ લોમ નામના એક અમીર, વારસામાં મળેલી ધનસંપત્તિના વિલાસથી વધી પડેલું એદીપણું જેમનો સમાન સ્વભાવ છે એવી અને કેવળ પોતાનાં જ સુખસગવડનો વિચાર કરતી તથા એકબીજાને મ્હેણાંટોણાં મારવાની ચતુરાઈમાં કેળવાયેલી ત્રણ દીકરીઓ, યુનિવર્સિટિમાંથી ડિગ્રી મેળવવા જેટલી જેની બુદ્ધિશક્તિ નથી છતાં અમુક પ્રકારની વાક્‌-ચાતુરીના ડોળથી પોતે યુનિવર્સિટિ–મૅન છે એમ બધાને બતાવતો એવો એક ભત્રીજો કે ભાણીઓ, એક પાદરી મિત્ર, મોટી દીકરી મેરીનો વર થવાના અભિલાષવાળો માવડીઓ જમાઈ ઇત્યાદિ અમીરી અને શ્રીમંત લોકોના વર્તુલમાં આ ખેલ સરજાય છે. પણ એમાં મુખ્ય ખેલાડી તો 'ક્રિકૂટન' નામનો વડો બટલર છે. (સર જેમ્સ બૅરીને બટલરો માટે ખાસ પક્ષપાત હોય એમ લાગે છે; ડીઅર બ્રૂટસમાં પણ એને જ અગ્રસ્થાને મૂક્યો છે ! )

ક્રિકૂટન માણસોના ઊંચાનીચા વર્ગને કુદરતી માને છે અને એને એના માલિકના વિચારો સ્વીકાર્ય નથી; છતાં એ વર્ગભેદમાં એટલો બધો શ્રદ્ધાળુ છે કે પોતાના શેઠના આવા ( !! ) વિચારોનો વિરોધ કરવો એ તેને બેવફાઈ લાગે છે !

લૉર્ડ લોમ પોતાના વિચારો અમલમાં કેવી રીતે મૂકે છે ? મહિનામાં એકવાર બધા નોકરોને ચ્હાપાણી માટે નોતરવા અને તે વેળા કુટુંબનાં માણસોએ હાજરી ભરવી ! આ રીતે શેઠ–નોકરના ભેદ દૂર થશે અને સમાનતા આવશે ! આ પ્રસંગ કલ્પવામાં જ બૅરીએ માર્મિક છતાં પેટ પકડાવે એવો હાસ્યરસ નિષ્પન્ન કર્યો છે.

આખું કુટુંબ દરિયાની સહેલગાહે જાય છે. સ્ટીમર ડૂબતાં અજાણ્યા ટાપુ ઉપર જમાઈ સિવાય બીજાં બધાં પાત્રો આવી પડે છે. ઈંગ્લેન્ડના કૃત્રિમ સમાજવાળા ટાપુના સ્થાને કુદરતી ટાપુ! ત્યાં પણ સરદાર અને તાબેદાર–ઊંચા અને નીચાનો ભેદ પડી જાય છે! કુદરત ફક્ત વ્યક્તિઓ બદલે છે! કુદરતી યોગ્યતાથી ક્રિક્ટન બધાનો સરદાર થાય છે અને બીજા પોતપોતાનું યોગ્ય તાબેદાર તરીકેનું સ્થાન પ્રાપ્ત કરી લે છે!

આ અનુભવની સમજણ બધાંમાં પૂરેપૂરી ઊતરે છે એટલે વળી પાછું આ મંડળને બ્રિટિશ ટાપુઓમાં સ્વસ્થાને નાટકકાર લાવી મૂકે છે અને કુદરતનો વિજય થાય છે! ફક્ત બ્રિટિશ ટાપુની કુદરત અને વેરાન ટાપુની કુદરતના રૂપમાં ફેર! અને રૂપમાં યે ફેર કેમ કહેવાય? કારણકે જે જોડાંઓ વેરાન ટાપુમાં જોડાવાનાં હતાં એમનો વેલો ત્યાં વધ્યો હોત તો બ્રિટિશ ટાપુ જેવો જ સમાજ ત્યાં થઈ જાત!

આ કથાપ્રવાહને શ્રી. રત્નમણિરાવે ગુજરાતી રૂપમાં બરાબર સાચવ્યો છે; ફક્ત એમને પ્રિય એવો એક ઉમેરો કર્યો છે અને તે જ્યોતિષનો! સુંદરલાલને નાનપણમાં કોઈકે કહેલું કે તેને રાજયોગ છે. પણ આ રાજયોગ સુંદરલાલ રસોઇઓ થયો ત્યારે બધા તેને 'મહારાજ, રોટલી' એમ કહેતાં તેમાં ફલિત થતો દેખાતો હતો તે ટાપુમાં આવ્યા પછી ખરેખર રાજયોગમાં ફલિત થયો, પણ ટક્યો નહિ!

મૂળની વ્યક્તિઓને ગુજરાતી સ્ત્રીપુરુષોના રૂપમાં મૂકવાનું કામ કેટલું દુર્ઘટ છે તે વિચાર કરતાં સમજાશે. ગુજરાતની સમાજરચના અને બ્રિટિશ ટાપુની સમાજરચના જુદી! ઇંગ્લૅંડમાં લૉર્ડ્ઝ અને કૉમન્સ—અમીરવર્ગ અને આમવર્ગ જેવી વર્ગવ્યવસ્થા ગુજરાતમાં ક્યાંથી લાવવી? એ વર્ગના સંસ્કાર અને રીતભાત, વિચારો અને આચારો કે જેમાંથી બૅરી પોતાનાં પાત્રો સરજે છે તે આપણે ત્યાં જુદી જાતનાં! તેમાં યે વળી 'બટલર વર્ગ' જે બ્રિટનના

સામાજિક જીવનમાંથી ઉત્પન્ન થતો પોતાની ખાસિયતોવાળો વર્ગ છે. આપણા રસોઈઆ કે બબરચીઓનું એવું મહત્ત્વ નથી. આ બધી અડચણો છતાં શ્રી. રત્નમણિરાવે મૂળને વફાદાર રહેવાય અને ગુજરાતીમાં સ્વાભાવિક લાગે એ માટે મુંબઈમાં આવી વસેલી ઠકરાતમાંથી પોતાનાં પાત્રો સરજ્યાં છે. ગુજરાતના વેપારી અને ઉદ્યોગી વર્ગમાં જે નવી શ્રીમંતાઈ, એક બે કે ત્રણ. ચાર પેઢીની આવી છે તેમાંથી પાત્રો લીધાં હોત તો આચારવિચાર—ખાસ કરી સ્ત્રી પાત્રોનાં—સ્વાભાવિક લાગત; પણ અમુક અપવાદ બાદ કરતાં ગુજરાતનો વૈશ્યવર્ગ (જેમાં જન્મે બ્રાહ્મણ કે બીજા વર્ણોના સમાવેશ થઈ જાય છે) મહેનતુ છે; એટલે ઠકરાતની ઠકરાઈ એમનામાં બંધબેસતી નથી આથી શ્રી. રત્નમણિરાવે જે કર્યું છે તે યોગ્ય છે એમ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી.

બાકી, પાત્રોની ભાષા—ખાસ કરીને સ્ત્રીઓની ભાષા તો શ્રી. રત્નમણિરાવે બહુ કુશળતાથી પોતાને જે વર્ગ સુપરિચિત છે તેમાંથી લીધી છે! ઉ. ત.

ચંબેલી : ( કોચ ઉપર ધીમેથી પડતું મૂકીને ) તું તો એવો ને એવો રહ્યો. અત્યારે ટોળ કરવાનો વખત નથી. ખરૂં પૂછે તો અમે તો અધમૂઆં થઈ ગયાં છીએ. નોકરોને ચાહપાણી ઉપર બોલાવી બધું આપણે ગોઠવીને પીરસવાનું એનો વિચાર કરવાથી જ એટલો થાક લાગે છે કે સ્હવારથી જ ચીંથરા જેવા થઈ જઇએ છીએ.

ચંપા : ( બારણા પાસેના કોચ ઉપર બેસી કપાળ અને આંખો ઉપર હાથ ફેરવતાં ) અને એ ભારે થાક ઉપરાંત તને ખબર તો છે જ કે આ વખતે બાપુએ હવાફેર માટે હિલ સ્ટેશને જવાને બદલે દરિયાની સહેલગાહનું ઠરાવ્યું છે અને જવાનો દિવસ નજીક આવ્યો છે. એટલે કયી સાડીઓ વગેરે સાથે લેવું એની પસંદગીનો માનસિક થાક પણ ઓછો નથી.

ભૂલે : ( બન્ને તરફ દયાથી જોઇને ) ખરેખર, તમારા રોજના કાર્યક્રમ ઉપરાંત આ બધાં કામોથી બહુ જ થાક લાગે! ( એક તકીઓ લઈ,

ચંપા ઉપર એને વધારે સ્નેહ હોવાથી, એના પગ નીચે તે તકીઓ મૂકે છે. ચંબેલી પોતાની મેળે જ તકીઆ ઉપર પગ ગોઠવી દે છે) બહેન! તારા પગ થાક્યા હશે. આના ઉપર મૂકવા દે.

ચંબેલી : ( પોતાને તકીઓ ન આપવાથી જરા રોષમાં ) પણ એ ! તેં આ કૂંડું કેમ હાથમાં રાખ્યું છે?

ભૂલેશ્વરસિંહ: હા ! (જરા અટકી ગભરાઇને વિચાર કરી) જુઓને ! નોકરો ચાહપાણી માટે આવે એટલે આપણે બધું કરવાનું. ટ્રે લઇને ચાહ કેમ આપવો તે તમને બધાંને મારે બતાવવું પડશે. હું એની જરા 'પ્રૅક્ટિસ' કરતો હતો. ( કૂંડું બે હાથમાં ટ્રેની પેઠે પકડી ત્રિપાઇઓની પાસે અને દીવાનખાનામાં આંટા મારે છે. એને વધારે ગભરાટમાથી બચાવવાને હોય તેમ ઠાકોરની મોટી પુત્રી ગુમાનદેવી પ્રવેશ કરે છે, એને કૂંડું ધરીને) ચાહ લેશો, ગુમાન બહેન ?

ગુમાન : ( જરા ભ્રૂભંગથી પણ ક્રોધ બતાવ્યા વગર ) ઓહો ! ભૂલાભાઈ, તમે જ છો કે ? હું તો સમજી કોઈ નોકર હશે. ( જરા સ્મિત કરીને એક જુદા કોચ ઉપર લાંબા પગ કરીને પડે છે. )

ભૂલે : ( જરા ગંભીર બનીને ) કેમ ગુમાનબહેન ! બહુ થાકેલાં જણાઓ છો ?

ગુમાન : ( બગાસું ખાઈ મોઢે હાથ ઢાંકી ) જવા દે વાત ! ભૂલાભાઈ ! વિવાહના ચાલ્લા કરતી વખતે ચઢાવવાનાં ઘરેણાં પસંદ કરાવવા સાસરા તરફથી મુનીમ અને સોની આવેલા. સવારથી વીંટીઓ આંગળીએ ખોસી ખોસી, ને બંગડી ચઢાવી ચઢાવી થાકીને લોથ થઈ ગઈ છું. ( ફરી બગાસું ખાતાં હાથ ઢાંકે છે. )

મૂળનો કથાપ્રવાહ કાયમ રાખ્યો છે, પણ પ્રસંગો ગુજરાતી જીવનમાં સ્વાભાવિક દેખાય એ રીતે કલ્પેલા છે એટલે અનેક સ્થળે શ્રી. રત્નમણિરાવને પોતાની કુશળતા બતાવવાની તક મળી છે. 'સંભાવિત સુંદરલાલ'નો ખાસ હાસ્યરસ શ્રી. રત્નમણિરાવની જ કુશળતાનું પરિણામ છે. પ્રસંગમાંથી નિષ્પન્ન થતા હાસ્યનાં ઉદાહરણો આપવા એટલે પુરોવચનમાં લગભગ આખું નાટક ઉતારવું ! છતાં નીચેનો ઉતારો જુઓ: તે મૃચ્છકટિકનું સ્મરણ કરાવે છે; જો કે તદુપજીવી નથી.

જીવી : જો, કુસુમ! મારાથી કોઇ સ્ત્રી સીસોટી વગાડે એ ખમાતું નથી.

ગુમાન : પણ મને એ ગમે છે.

જીવી : ( ગુસ્સાથી એનો હાથ પકડી ) પણ મને બિલકુલ ગમતું નથી. તું એ ટેવ નહિ છોડે?

ભૂલે: સાઇકલ ઉપર બેઠેલો રબારી, છાપું વાંચતો કણબી, સાબુ વાપરતો ઘાંચી, સંસ્કૃત શ્લોક બોલતો ગોલો, કુસ્તી કરતો દરજી, સ્નો લગાડી પાઉડર છાંટતો ઘાટી અને સીસોટી વગાડતી સ્ત્રી, એ બધું સરખું લાગે છે.

ગુમાન : પાછું તારૂં ચાલ્યું? ( જીવીને ) તારા કહેવાથી હું ટેવ છોડું?! તું ને હું સરખાં. તું કાંઈ મારી ઉપરી નથી.

'એડ્‌મિરેબલ ક્રિકટન'ને ગુજરાતી રૂપ આપતાં શ્રી. રત્નમણિરાવે સંસ્કૃત નાટકો જેવી પ્રસ્તાવના રચી છે, જેમાં એ એમનું ઠાવકું હસવું દેખાઇ આવે છે.

નટી: પ્રાણનાથ, તૈયારી તો છે; પરંતુ ઘઉંની જાતને બદલે અંદરના કાંકરાની જ જાત જોવાને ટેવાએલા ટીકાકારોની બીકથી અમારી તૈયારીમાં વિશ્વાસ પડતો નથી.

સૂત્રધાર: પ્રિયે! એમાં ડરવાની જરૂર નથી. એમને માટે કાંકરા ભલે રહ્યા. ખરા ખવૈયા તો એ ઘઉંની મિઠાશ જ ખાશે.

હાથી ઘોડા ગાયો, ખુલ્લે ફરતાં સદા મઝા માને,
ખોળે ઉંદર ખાળો, ફૂંકી કરડી સદાય સંતાયે.

૫

ગુજરાતના વિદ્યારસિક વર્ગને, શ્રી. રત્નમણિરાવ પુરાતત્ત્વ-સંશોધક અને તવારીખ લખનાર તરીકે જાણીતા છે. 'શાહે આલમ,' 'ગુજરાતનું વહાણવટું' ઇત્યાદિ નિબંધો અને 'ગુજરાતનું પાટનગર અમદાવાદ' તથા 'ખંભાતનો ઇતિહાસ'ના ગ્રંથોએ તેમનો અંગત

પરિચય ન ધરાવનાર વર્ગમાં તેમના વિષે, જરીપુરાણા વિષયોમાં રાચનાર માટે કોઈ જરીપુરાણા, અને જ્ઞાનવૃદ્ધ માટે વયોવૃદ્ધ માણસની કલ્પના ઊભી કરી છે.× એમના અંગત મિત્રો જેમને વાંચવાની માથાકૂટ પસંદ નથી તેમને એ આશ્ચર્ય થાય છે કે આ ઠાવકું મોં રાખી શબ્દે શબ્દે હસાવતો દિલોજાન દોસ્ત, 'ખરો ખવૈયો' (ખાનાર કરતાં યે ખરો ખવડાવનાર) વળી આવાં થોથાં લખતાં કયારે શીખ્યો! અને એમના વેપારી મિત્રોને તો ખબર પણ નહિ હોય કે એમની સાથે સોદા કરતો આ વાણિયો—વેપારી મિત્રો એમને પોતાની નાતના જ માને છે—વળી પુસ્તકો લખવા જેવી બેવકૂફી કરતો હશે! શ્રી. રત્નમણિરાવ વેપાર કરે છે, તવારીખનામાં લખે છે, હાસ્યના સ્થૂલ અને સૂક્ષ્મ ભાવો વહેવડાવે છે, લગ્ન અને જનોઇ પ્રસંગો માટે સુંદર મંગલાષ્ટકો રચી કવિત્વની ઝાંખી કરાવે છે,—અને સ્ત્રીઓને પુરુષોના ભાવ ભજવવાનું મન થાય તથા પુરુષોને સ્ત્રીઓના ભાવ ભજવવાનું મન થાય ત્યારે ખાનગી નાટકો પણ લખી આપે છે! આ બધું જાણનાર એક મિત્ર તરીકે મારી ફરિયાદ હતી કે ભાણાભાઇ (એ વહાલસોયા નામથી ઉમરે નાના એવા મામાઓમાં તે જાણીતા છે) આવા કાવ્યપ્રકારમાં તેમની કલમ ચલાવતા નથી! પણ બેરીના 'એડ્મિરેબલ ક્રિક્ટન'ના રૂપાન્તરથી પ્રારંભ કર્યો છે તો હવે તેમની સ્વકલ્પિત કૃતિઓ પણ ગુજરાતી સાહિત્યમાં દેખા દેશે એવી આશા છે.

**રસિકલાલ છો. પરીખ**

ગુરુશિખર, આબુ
તા. ૧૪–૬–'૪૦

---

× જરીપુરાણા વિષયોમાં રાચનાર એટલે જરીપુરાણો; કેવી વિલક્ષણ વ્યાપ્તિ!

# ભૂમિકા

**વીસમીસદી** અડધી પૂરી થવાને ફક્ત એક જ દસકો બાકી હતો. ગાંધીયુગ બેસતાં પહેલાં સમાજ એક સદીમાં જેટલું આગળ નહોતો વધતો તેટલું હવે એક વર્ષમાં આગળ વધવા લાગ્યો હતો. મનુષ્યસમાજની શરૂઆતથી ઓગણીસમી સદીના અર્ધ ભાગ સુધીના અનેક સૈકાઓ સુધી બળદ અને ઘોડાનાં વાહનોમાં લોકોએ સંતોષ માન્યો; આ તે પછીની એક સદી તો હજી પૂરી થઈ નથી તેમાં તો સાઈકલ, આગગાડી, મોટર અને વિમાન, એટલાં વાહનો આપણે જોયાં. અનેક સૈકડાઓથી કાસદ, કબુતર અને ઘોડેસવારથી સંદેશાનો વ્યવહાર ચાલતો; આ થોડા દસકામાં તાર, ટેલીફોન અને રેડીઓ જોઈએ છીએ. રામલીલા અને ભવાઈમાંથી સૈકડાઓ પછી નવી ઢબની રંગભૂમિ જોઈ; પણ તેને થોડા દસકા થાય તે પહેલાં તો ચિત્રપટ અને પછી તુરત બોલપટ શરૂ થઈ ગયાં, અને ટેલીવીઝનની વાતો આવી છે. આકાશની વીજળીને ઈંદ્રનું વજ્ર કે શ્રીકૃષ્ણની ઊડી ગએલી બહેન માનતા મનુષ્યે આજે એની પાસે કેવાં કામ લેવા માંડયાં છે!

જમાનાઓથી સ્થિતિસ્થાપક રબર જેવા સમાજે પોતાનો બાહ્ય સ્વભાવ કેવો બદલવા માંડયો છે! ભૂતકાળના અનેક સૈકડાઓમાં અનેક મહાન સુધારકોએ તાણેલો છતાં અસલ સ્વરૂપમાં આવી રહેલો સમાજ આજે સ્વબળે સ્થિતિસ્થાપકતા છોડતો દેખાય છે. પરસ્પરનાં ગળાં કાપનારા જૂના વાદ આજે કેવાં નવાં કપડાંમાં દેખાય છે! આજે તો રાષ્ટ્રવાદ, સમાજવાદ, કોમવાદ અને શાહીવાદના ફુંફાડા સંભળાય છે. હવે એકબીજાની તાણાતાણમાં કોણ જીતે છે એ તો એ બધા વાદ અને વાદીઓને બનાવનારો જાણે. આ બધી

તાણાતાણ અને અપૂર્વ પરિવર્તનોમાં એક જ વિચારવાનું છે કે સમૂહ રૂપ સમાજનો સ્વભાવ બદલાયા છતાં મનુષ્યસ્વભાવ પોતે બદલાયો છે કે નહિ !

કાળબળે રચેલી આ તાણાતાણમાં સમાજમાં વિચિત્ર મિશ્રણો ઉત્પન્ન થયાં. પરંતુ એક સામાન્ય સ્થિતિ તો એ ઉત્પન્ન થઈ જ કે મનુષ્યની નૈસર્ગિક વૃત્તિઓને બનાવટી ક્રિયાઓથી કુશળતાથી ઢાંકતાં સમાજ શીખ્યો. સત્તા અને ધનના મદ બનાવટી સૌજન્યથી ઢંકાવા લાગ્યા. સમાજ જેમનું અનુકરણ કરે એવા નેતાઓ અને એવાં કુટુંબો આ મિશ્રણની અસરથી દૂર રહી શક્યાં નહિ. નાકે રૂમાલ રાખી, હરિજનસેવા કરવા જઈ, ઘેર આવી જંતુનાશક સાબુથી ખૂબ સ્નાન કરનારાં અમીર કુટુંબો અને એ કપડાં દૂર જુદાં રાખીને માથાબોળ નહાનારાં રૂઢીચુસ્ત કુટુંબો પણ જણાવા લાગ્યાં. લોકસેવા માટે શિક્ષણનો પ્રચાર કરવામાં ભાગ લઈ, એક મોટું વિદ્યાલય ચાલી શકે તેટલું ખર્ચ પોતાનાં છોકરાંને શિક્ષણ આપવામાં કરનાર કુટુંબો પણ થયાં. પહેરવેશ સાદો કરી સાદાઈનો બોધ આપનાર કુટુંબો મોટરો ને આગગાડીઓમાં અમીરી ખર્ચ કરી શીતલ ટેકરીઓની સહેલગાહ કે દરિયાપારના દેશોની મુસાફરીઓમાં અમીરી ટેવોને ફેરવવા લાગ્યાં.

સંજોગોને વશ થઈ મનુષ્યસ્વભાવ નવાં કપડાં પહેરી શકે છે, પણ નવી ટેવ ગ્રહણ કરતો નથી. એકના એક મનુષ્ય સ્વભાવે સેંકડો જમાનાઓથી નવા વેશ ધારણ કરવામાં જે શિથિલતા દેખાડી તે માત્ર હવે તે ત્વરાથી ધારણ કરવા લાગ્યો છે એટલું જ. એના દાખલા છાપાંમાં રોજ આવે છે.

આમ, ગઈ સદીના સંજોગોના કોટ વચ્ચે ઘેરાઈને બેઠેલા કોઈને આ નાટકનું વસ્તુ જરા વિચિત્ર લાગે. પરંતુ આ ત્વરિત પરિવર્તન પામેલા સમાજને ધ્યાનમાં લેતાં એમાં કાંઈ વિચિત્રતા નહિ લાગે. મુંબાઈ, અમદાવાદ, કલકત્તા જેવાં મોટાં શહેરોમાં આવાં કુટુંબો મળી આવશે. આ નાટકમાં બનેલા બનાવો પણ આજથી થોડાં વર્ષ પહેલાં

અશક્ય કે અસંભવિત લાગત. પરંતુ આજે એમાં અસંભવિત લાગે તેવું નથી. ગઇ સદીના ઉત્તરાર્ધમાં જન્મેલા અને આજે પાકું પાન થએલાને કદાચ આમાંના કોઇ બનાવ 'આ તે વળી બને !' એટલો વિચાર પણ ઉત્પન્ન કરે; પરંતુ આજના યુવાનને એટલો વિચાર પણ નહિ આવે. એની બહુ ચર્ચાની હવે જરૂર નથી. આ તો બાહ્ય અંગને માટે; પરંતુ નાટકનું મુખ્ય અંગ તો દરેક જમાના માટે એક જ છે.

ર. ભી.

# પાત્રો

**સરદાર વાલકેશ્વરસિંહ**...પેઢીઓથી મુંબાઈમાં આવી વસેલો મોટો તાલુકદાર ઠાકોર

**ભૂલેશ્વરસિંહ**......................................એનો ભાણેજ

**સુંદરલાલ**..................રસોઈઆમાંથી કારભારી થએલો એમનો નિમકહલાલ નોકર

**શોભારામ**..................કુટુંબનાં છોકરાંને ઘેર ભણાવનાર માસ્તર

**લોટેશ્વરસિંહ**..............એક મોટો તાલુકદાર, જેમની સાથે વાલકેશ્વરસિંહની મોટી દીકરીનું સગપણ થવાનું છે.

**વીજળીબા**..................................લોટેશ્વરસિંહની મા

**ગુમાનદેવી**..................................વાલકેશ્વરસિંહની મોટી પુત્રી

**ચંપાદેવી**.................................. ,, ,, બીજી પુત્રી

**ચંબેલીદેવી**.................................. ,, ,, ત્રીજી પુત્રી

**જીવી**..................................................એક નોકરડી

બીજા નોકરો

# અંક પહેલો

બિસ્ત્રો શેષ બનાવી, આળસભર્યા પોઢ્યા સમુદ્રે જઈ.
ઊગ્યું પંકજ નાભિમાં, પણ અરે ! શ્રી પાય ચાંપી રહી;
રક્ષે વિશ્વ ફરી બધે, પ્રભુ વદે લોકો, કયી શક્તિથી ?
એ છે ભૃત્ય પ્રભાવ શ્રી ગરુડનો, સારૂં તમારૂં કરે.

સુત્રધાર : પ્રિયે, આજે બિનધંધાદારી કલામંડલે તૈયાર કરેલી 'સંભાવિત સુંદરલાલ' નામે નાટિકા ભજવવાનો વિચાર છે. બરોબર તૈયારી તો છે ને ?

નટી : પ્રાણનાથ, તૈયારી તો છે; પરંતુ થ્રઉંની જાતને બદલે અંદરના કાંકરાની જ જાત જોવાને ટેવાએલા ટીકાકારોની બીકથી અમારી તૈયારીમાં વિશ્વાસ પડતો નથી.

સુત્રધાર : પ્રિયે ! એમાં ડરવાની જરૂર નથી. એમને માટે કાંકરા ભલે રહ્યા. ખરા ખવૈયા તો એ થ્રઉંની મિઠાઇ જ ખાશે.

હાથી ઘોડા ગાયો, ખુલ્લે ફરતાં સદા મઝા માને,
ખોળે ઉંદર ખાળો, ફૂંકી કરડી સદાય સંતાયે.

નટી : ત્યારે તો અમે સંપૂર્ણ તૈયારી કરવા માંડીએ.

સૂત્રધાર : હા, હા, ચાલો, આપણો નાટ્યપ્રયોગ કોઇ રીતે બનાવટી ન લાગે તે માટે બહુ ધ્યાન રાખવું પડશે.

છાડીને ભય કરશું નૈસર્ગિક આ પ્રયોગ અભિનયથી,
નૈસર્ગિક સંજોગો સેવી સુંદર કરે જેમ સિદ્ધિ.

# પાત્રાદિનો પરિચય

ભૂલેશ્વરસિંહ એક ફાંકડો જુવાન છે. એનું મુખ અકારણ સ્મિતથી મલકયા કરે છે. એની આંખો અને ચહેરાનો દેખાવ પોતે પોતાની જાતના જ વિચારમાં મસ્ત હોય તેવો દેખાય છે. બીજાનો કે બીજાની સ્થિતિનો વિચાર કરવાની એને ટેવ જ નથી. કાંઇપણ કામ વગર એ બહુ કામમાં હોય એવું બતાવવા પ્રયત્ન કરે છે. સ્હવારમાં ઊઠયા પછી તુરત એ કાંઇ ભૂલી ન જાય તો દિવસ સોનાનો ઊગ્યો ગણાય. ત્રણ પેઢીથી એમના ઘરમાં ભૂલી જવાનો ઇજારો હતો. કુબેર ભંડારીની મહેરબાનીને લીધે સ્હવારે પથારીમાંથી બેઠા થવા સિવાય બીજું કાંઇ ભાગ્યે જ પોતાની જાતે કરવું પડતું. એણે નવામાં નવી ઢબનો વિલાયતી પોશાક પહેરેલો હતો અને બીજી ટાપટીપ પણ ઘણી કરેલી હતી. આમ એને ઉપાધિ તો હતી, પણ તે વિશ્વવિદ્યાલયની નહિ. કૉલેજ કલબમાં એનું માન ઘણું હતું, અને ટુચકા તથા કહેવતો બોલવામાં એ નિષ્ણાત ગણાતા. કાદંબરીનો એ શોખીન હતો, પણ તે બાણભટ્ટની નહિ. મુંબાઇમાં કોટમાં સારાં ઉપાહારગૃહો–રેસ્ટોરાંમાં મેનેજરથી માંડી બધા નોકરો એમને ઓળખતા અને એમની સેવામાં તત્પર રહેતા. ચાહપાણીના બીલો ઉપરાંત એ લોકને આપવાની 'ટિપ્સ'-બક્ષિશોમાં અપાતી એમની માસિક રકમ ગણીએ તો એક ગરીબ કુટુંબનો નિર્વાહ થાય. કૉલેજની યુવતીઓ એમના તરફ ખાસ આકર્ષાતી, અને ઘણીવાર ઉપાહાર માટે એ એમને સાથે લાવતા. હાથરૂમાલ કે અત્તરની શીશી પણ કોઇવાર ભેટ આપતા. એ પોતાને સારા વક્તા માનતા હતા. ઘણુંખરૂં વાદવિવાદમાં સામાના મતને મળતા થતા અને દલીલની મહેનત બચાવી લેતા. અમીરીના બધા ગુણ એમનામાં હતા; પરંતુ જમાનાને અનુસરી રાજકારણની વાતોમાં એ બહુ રસ લેતા, અને જવાહરલાલ નહેરૂ કોંગ્રેસમાંથી નીકળી જશે તો દેશનું શું થશે એની ચિંતા ચાહ પીતી વખતે નિશ્વાસ મૂકીને કરતા. કમલાદેવીને કોઈ સ્થળે ભાષણનો પ્રતિબંધ થયાનું છાપામાં વાંચતા ત્યારે રાત્રે ઊંઘ

આવશે કે નહિ તેની ફીકર સ્હવારથી થતી. એમના વિચાર સમાજ-વાદી છે એમ એ દરેકને પહેલાં કહી દેતા, અને એક અમીર કુટુંબના નબીરાના મુખમાંથી આ શબ્દો સાંભળી સામો માણસ માનથી મુગ્ધ થાય છે કે નહિ એ ખાસ જોતા. સમાજવાદી જણાવાના મુખ્ય ચિહ્ન તરીકે એમણે ઘરમાં અને દરિયાકાંઠે ફરતી વખતે ધોતીઆનો સદંતર ત્યાગ કરી તકીઆની ખોળ જેવો સુરવાળ, ખમીસ ઉપર બાંડીઉ જાકીટ, એવો વેશ પહેરવાનો રિવાજ રાખ્યો હતો, અને ટોપી ઉપર અણગમો જાહેર કરી ઉઘાડું માથું રાખતા. મોટર ગાડીમાંથી ઊત-રવાનું ન હોય કે લાંબો સહેલગાહે જવાનું હોય તો સંપૂર્ણ વિલાયતી ઢબનો પોશાક પહેરતા. સમાજવાદના બીજા ચિહ્ન તરીકે એમણે પોતાના નામની પાછળ બાપનું નામ ન લખવાનો રિવાજ ગ્રહણ કર્યો હતો. જૂનવાણીનો ત્યાગ કરવાના પહેલા પગથીઆ તરીકે આ વાતની એ ખાસ અગત્ય સમજતા. માણસે અક્કડ સ્વભાવ ન રાખવો જોઇએ પણ સરળ રહેવું જોઇએ એ એમની દૃઢ માન્યતા હતી, એટલે નવી સ્થિતિને અનુકૂળ થવામાં અને જૂનીમાં પાછા આવી જવામાં એમનો સ્વભાવ સ્થિતિસ્થાપક થઇ રહેતો. અંગત દુઃખ કે અગવડ ભોગવવાનો પ્રસંગ હજી સુધી એમને આવ્યો નથી, એટલે બોલવામાં એ દારિદ્ર બતાવતા નહિ, પરંતુ અંગત સુખસગવડ સચવાય તો બીજાનો વિચાર તે ભાગ્યે જ કરતા. કોઇવાર ચાહ મોડી થાય તો પોતે કોઇ રીતે મેળવી લેવામાં, કે પોતાની મોટર ઘરમાંથી બીજું કોઈ લઈ ન જાય તે જોવામાં સ્વાર્થવૃત્તિ છે એમ એ માનતા નહિ, પરંતુ એક વહેવારૂ ગૃહસ્થનો એ હક છે એમ માનતા. અત્યારે એ પોતાના મામાને ત્યાં એક મીજબાનીમાં આવતા હતા. એમના મામા વાલકેશ્વરસિંહનો વિશાળ મહેલ જેવો બંગલો મલબાર હિલ ઉપર હતો. નીચેના વિશાળ ઓરડા આગળ ઊભેલા ચોકીદારને હેટ અને લાકડી આપી મોટી સુંદર સીડી ઉપર થઈ મેડા ઉપરના મોટા દીવાનખાના બાજુ જતા હતા.

દીવાનખાનાના બારણા આગળ એ કુટુંબનો કારભારી સુંદરલાલ ઊભો હતો. એ ગરીબ રૂઢીચુસ્ત પણ સંસ્કારી કુટુંબમાં જન્મ્યો હતો. એનો બાપ ગોરપદું અને પાઠપૂજા કરી કુટુંબનો નિર્વાહ કરતો. ઉચ્ચ વર્ણમાં અભણને કોઈ કન્યા ન દે એમ જાણી અત્યન્ત તાણ વેઠીને પણ એના બાપે એને પાસેના શહેરમાં ભણવા મૂકચો હતો. એની મા કોઈને ત્યાં છુટક રસોઈ કરીને ઘરખર્ચમાં મદદ કરતી. આ બધા દુઃખી સંજોગોમાં સુંદર મહેનતુ અને હોશિયાર થયો હતો અને ભણવામાં સ્કૉલરશિપ મેળવી પોતાનું ઘણુંખરૂં ખર્ચ કાઢતો. એના બાપ એની વિદ્યાર્થી અવસ્થામાં જ મરણ પામ્યા. એટલે થોડો સમય તો પોતાથી પાછળના બીજા વિદ્યાર્થીઓને ભણાવી એમાંથી મળતા પૈસા એ ઘેર મોકલી આપતો અને પોતે આગળ ભણતો. પરંતુ આમ લાંબું ચાલ્યું નહિ. કુટુંબના સંજોગો—કે જેનું વણુન કરવાની અહીં જરુર નથી—બદલાયાથી એને નોકરી શોધવાની જરૂર પડી અને વીસ વર્ષની ઉમરે એ મુંબાઈ આવ્યો. થોડું રખડી બીજી નોકરીઓ ન ગોઠવાથી પોતાની જાતને અનુકૂળ રસોઈઆની નોકરી એણે લીધી અને તેમાં સરદાર વાલકેશ્વરસિંહના કુટુંબમાં માનીતો થઈ પડ્યો અને સાત–આઠ વર્ષમાં તો ઘરનું સર્વ તત્ર કારભારીની માફક એના હાથમાં આવ્યું. આમ નાનેથી મોટો થવાને લીધે એ દરેક કામ જાણતો અને કરવામાં વાંધો ન ગણતો. નાનપણના સંસ્કારને લીધે એ જૂની રૂઢીઓમાં માનનાર અને કર્મવાદમાં સબળ શ્રદ્ધાવાળો રહ્યો હતો અને અનુભવે એ શ્રદ્ધાને વધારે દઢ કરી હતી. નાનપણમાં એના ગ્રહ જોઇને કોઈ જોશીએ એના બાપને કહેલું કે આ છોકરાને રાજયોગ થાય છે અને થોડો વખત તો મહારાજયોગ થશે, એ સંભારી એના બાપ કપાળે હાથ મૂકીને હસતા. દુઃખના સંજોગો આવતાં રસોઈઆની નોકરી લેવી પડી ત્યારે એ પોતે પણ આ વાત સંભારીને હસતો કે રાજયોગ તો આવતાં આવશે પણ 'મહારાજયોગ' તો આવ્યો કે 'મહારાજ, રોટલી લાવો' એમ સાંભળવું પડે છે! રસોઈઆમાંથી જ્યારે ઘરનો વહીવટ

એના હાથમાં આવ્યો ત્યારે પૂર્વસ્થિતિની સરખામણીમાં એને રાજયોગ આવતો હોય એમ આભાસ થયો. એના શેઠની એના ઉપર મહેરબાની હતી અને એ સંપૂર્ણ નિમકહલાલ હતો. શેઠ અને નોકરના સંબંધ પૂર્વ કર્મને લીધે છે અને એની બધી શિસ્ત બરોબર પળાવી જોઈએ એવી એની દૃઢ માન્યતા હતી, એટલે એના શેઠ કુટુંબમાં સમાજવાદી વિચારોના સંચારને લીધે નોકરો ઉપર જે માયા બતાવતા એ એને પસંદ પડતું નહિ. નસીબે જેને જે વખતે જે સંજોગોમાં મૂકયા તે સંજોગોની નૈસર્ગિકતામાં રહેવું એ તે પોતાનો મુખ્ય ધર્મ સમજતો. આવા વિચારના માણસને એક મોટા તાલુકદાર અને પ્રસિદ્ધ ખાનદાન કુટુંબમાં માનીતા નોકરનું સ્થાન મળે એ તો એને મન રાજયોગ ને મહારાજયોગ બન્ને મળ્યા એમ લાગ્યા વગર રહે નહિ. એક નોકર આ નાટકનો નાયક છે એ જરા નવાઈ જેવું તો લાગે. એનો ઉપર કહ્યો તે સ્વભાવ જોતાં તો એને ખરેખરો નાયક બનવા માટે કોઈ કુદરતી ચમત્કાર જ જોઈએ; કારણ કે એને એની ચાલુ સ્થિતિમાં સંપૂર્ણ સંતોષ હતો. એના શેઠ માટે પણ એને સંતોષ હતો. માત્ર શેઠમાં એને એક ખામી લાગતી કે એ નોકરો સાથે રીત મુજબ કડક વર્તન નથી રાખતા અને અણગમો નથી બતાવતા.

સુંદરલાલ અને તુરત પ્રવેશ પામેલા ભૂલેશ્વર જે દીવાનખાનામાં ઊભા હતા એ એક વિશાળ ઓરડો હતો. આ મકાન સામાન્ય રીતે એક મહેલ જેવડું મોટું હતું અને એમાં ઘણા ખંડ પણ હતા. આજનો મહત્ત્વનો પ્રસંગ આ ખંડમાં યોજાવાનો હતો. આ ખંડમાં ઉંચે ભીંત ઉપર મોટાં તૈલચિત્રો લટકાવેલાં હતાં. એની નીચે કુટુંબનાં માણસોની છબીઓ અને કેટલાક કુદરતી દેખાવોનાં ચિત્રો હતાં. કેટલીક પેઢીઓથી આ કુટુંબ વિલાયતી ઢબથી રહેવા ટેવાએલું હતું, એટલે કુટુંબનાં માણસો સિવાયનાં ચિત્રો મોટે ભાગે વિલાયતી જ હતાં. મોટાં ચિત્રોમાં ઘોડે બેઠેલા શિકારીઓ અને શિકારી કૂતરાઓના ટોળાનું ચિત્ર, દોરડે બાંધેલા બકરાને ગળેથી પકડી ખેંચતા વાઘને પાસેના ઝાડ ઉપરના

માળામાંથી બંદૂક તાકતા શિકારીનું ચિત્ર, કબુતરને મોંમાં ઘાલી ધન્ય-વાદની આશાએ ધણી સામે જોઈ રહેલા કૂતરાનું ચિત્ર, વરસાદનું બહાનું બતાવી ઉઘાડી છત્રી આડી ધરી મિત્રો અને મુરબ્બીઓ સાથે ઊભેલો યુવક પોતાની અપરિણીત પ્રિયતમાને ચુંબન લેવાનો પ્રયત્ન કરતો હોય એવું ચિત્ર; તેમજ આગબોટો, બરફના પહાડો, યૂરોપનાં સરોવરો, કિલ્લાઓ વગેરે સ્થળોનાં ચિત્રો પણ હતાં. આ બધાં ચિત્રો આ અને બીજા ખંડોમાં વહેંચાએલાં હતાં. થોડા વખતથી એકાદ બે રવિવર્માનાં મોટાં તૈલચિત્રો, અને કૃષ્ણને જોઈ નદીમાંથી પાણી ભરીને આવતી, પાણી ઢોળાઇ જવાથી સાડી પલળેલી છે એવી ગોપીનું બંગાળી ચિત્ર વગેરે દેશી ચિત્રો સ્વદેશીનું જોર વધતું જતું હોવાથી ખરીદવામાં આવ્યાં હતાં. ઘરનાં માણસોને આ ચિત્રોની હકીકત પૂછીએ તો ‘એમના વીગતવાર વર્ણનનું એક પરિચયપત્રક કાંઈ પડયું છે ખરૂં’ એવો જવાબ મળતો. કલામાં ખૂબ રસ છે એમ જાહેરમાં બતાવ્યા સિવાય કોઈ મોટા કુટુંબનું સ્થાન સમાજમાં ખરેખરૂં મોટું ગણાતું નથી. આ કુટુંબ થોડા સમયથી જમાનાને અનુકૂળ અને લોકપ્રિય બનવા માટે, અને હાકેમો તથા રાજાઓને સમાજથી અતડા અને ગર્વથી ભરેલા માની લોક દૂર ભાગે છે પણ ખરી રીતે એ સમાજના નેતા બનવાને લાયક છે એમ મનાવવા માટે, પ્રયત્ન કરતું, પ્રદર્શનોમાં અને આનંદ બજારોમાં મોટી ખરીદી કરતું. લલિત કલાની વાતોમાં ભાગ લઈ રસ વ્યક્ત કરતું. લાંબી અણીયાળી ગવારશીંગ જેવી આંગળીઓ અને લાંબી ઝીણી આંખો હોય તો અજંતાની કલા; ઝાડ, પક્ષીઓ, જનાવરો અને માણસોનાં પ્રમાણ ન જાળવેલાં હોય તો રજપૂત કલા; અને લાંબા વાળવાળા મૂછો વગરના ભાવડા સ્ત્રીઓને વિનતિ કરતા બતાવ્યા હોય તો બંગાલી કલા; એમ અહીં કલાની સમાલોચના થતી.

ચિત્રો ઉપરાંત રોજીંદાં છાપાં, સચિત્ર અઠવાડિક પત્રો અને ઊંચી જાતનાં માસિકો પણ આ ઘરમાં ઘણાં આવતાં. પુસ્તકાલયના મેજ ઉપરથી ગમે તે બેસવાના ઓરડામાં ગમે તે જગ્યાએ આ સામયિકો

પડેલાં દેખાતાં. આ મુખ્ય ઓરડામાં આજે એ સંખ્યાબંધ હતાં અને ગુજરાતનાં ગામોમાં સવારે રસ્તામાં પડેલી દાતણની ચીરીઓની પેઠે ખંડનાં મેજો, ખુરશીઓ વગેરે ઉપર ગમે તેમ પડેલાં હતાં. કુટુંબનાં માણસો એમને જોઈ ને ગમે તેમ મૂકે એ રિવાજ હોવાથી પુસ્તકાલયના મેજ ઉપર પણ લડાઈમાં પડેલા સૈનિકોની પેઠે એમનો દેખાવ લાગતો; અને સુંદરલાલ આ બધું વ્યવસ્થિત મૂકી લાયબ્રેરીના કારકુનને સોંપતો.

આ વિશાળ ઓરડામાં, બેસીએ તો અંદર ઊંડા ઉતરી જવાય એવા નરમ બેઠકના મોટા કોચ અને ખુરશીઓ ગોઠવેલાં હતાં. એના ઉપર પીંછાનાં અને સીમળાના રૂના પોચા તકીઆઓ પણ સંખ્યાબંધ પડી રહેતા. બેસનારને રૂના સરોવરમાં પડ્યા હોય એમ લાગતું; અને કુટુંબના માણસોને એમાં બેઠા પછી નોકર કે દાસીઓના ટેકાની જરૂર ઊઠવા માટે પડતી. આજે વધારામાં આ ખંડમાં કેટલીક ત્રીપાઈઓ સુંદરલાલે ગોઠવાવી હતી. એ ઉપરથી ચાહપાણીની મીજબાની અહીં ગોઠવાઈ હશે એમ લાગતું હતું.

નાટકનો પડદો ઉપડે તે પહેલાં આ ખંડમાં ભૂલેશ્વર અને સુંદરલાલ પ્રવેશવાના હતા. તે સાથે વાલકેશ્વરની ત્રણે પુત્રીઓ, વાલકેશ્વર પોતે અને બીજા મહેમાનો પણ આવવાનાં હતાં એટલે મુખ્ય પાત્રોના પરિચયની જરૂર છે.

વાલકેશ્વરની ત્રણ પુત્રીઓમાં મોટી ગુમાનદેવીની ઉમર વીસ વર્ષની હતી. ત્રણેમાં એની પ્રતિભા વધારે હતી. એનું કારણ કાંઈક અંશે એનું સૌંદર્ય અને કાંઈક અંશે એનો સ્વભાવ હોય એમ એને જોતાં જ લાગતું હતું. વંશપરંપરાની જમીનદારીના શુદ્ધ અમીરી સ્વભાવનો સંપૂર્ણ વારસો એને મળ્યો હતો. આ કારણથી એની નાની બહેનો એના ઉપર અંદરથી ખીજાતી અને બળતી. એની સાથે વાત કરનારને એવું લાગતું કે જાણે પોતે એક તૃણ બરોબર છે અને જાણે એની ફૂંકથી પોતે ઉડી જશે. એની વાત કરવાની રીત એવી હતી કે આપણને એમ લાગે કે આપણે એની આંખોને અને મનને

કંટાળો આપી રહ્યા છીએ. એને કોઈનું પસંદ કરેલું કાંઇ ગમતું નહિ, છતાં મનને ચંચલ બનાવી જાતે પસંદ કરવાની તસ્દી લેવી ગમતી નહિ. ખોટું લગાડવાની કળામાં એણે એટલી તો કુશળતા મેળવી હતી કે કોઈ મહાકવિને પોતે ઊર્મિમાં આવી લખેલા કાવ્યનો અર્થ બેસાડવા મુશ્કેલી પડે પણ ભાષ્યકારો અનેક અર્થ બેસાડે, તેમ પોતાને કોઈ ઉપર શાથી ખોટું લાગ્યું છે એ કહેવું મુશ્કેલ પડે, પણ બીજાઓ એનાં કારણો કલ્પી કાઢે. એના સ્વભાવની દૃઢતા એટલી બધી હતી કે ઘરની કોઈ બાબતમાં એનો નિશ્ચય ફરતો નહિ, અને ઘર બહારની બાબતોમાં એ કદી નિશ્ચય કરતી નહિ. બીજા સર્વ પોતાની ઈચ્છા પ્રમાણે ચાલવાને નિર્માણ થએલા છે એવું ભણેલી અને સુધરેલી સ્ત્રીઓની સામાન્ય ટેવ હોય છે. ધનાઢ્ય કુટુંબોમાં તો એ ટેવ સ્ત્રી-પુરુષો, અને થોડે અંશે એમના નોકરોમાં પણ હોય છે. એટલે ધનાઢ્ય કુટુંબની સ્ત્રીઓમાં એ ટેવ સંપૂર્ણ રીતે ખીલી હોય છે. જમીનદાર અમીરો (landed aristocracry)માં આ ટેવમાં ગુમાખીપણું પણ હોય છે. ગુમાનદેવીનો જન્મસિદ્ધ સ્વભાવ, અમીરી, અને સ્ત્રીત્વ એ બધાને લીધે એનો સ્વભાવ વીજળીના જેવો અડનારને આંચકો આપનારો હતો. એને, વાત કરતાં વચ્ચે અટકી આંખો ઝીણી કરવાની ટેવ હતી તેને લીધે વચ્ચે એ ઊંઘી જાય છે એવો આભાસ થતો.

એવી નાની બહેન ચંપાદેવી એનાથી બે વર્ષે નાની હતી અને એની નાની બહેન ચંબેલી એનાથી બે વર્ષે નાની હતી. એ બન્નેના સ્વભાવ ગુમાનદેવી જેવા કડક નહોતા. ત્રણે બહેનો નવામાં નવી ઢબના પહેરવેશ અને અલંકારો (fashions)થી સજ્જ રહેતી. આ બન્ને બહેનો મોટી બહેન કરતાં ઘણી જ આળસુ હતી. ચંપા કરતાં બે વર્ષે નાની ચંબેલી એના કરતાં બે વર્ષે વધુ આળસુ હતી.

કુટુંબનો વડો વાલકેશ્વરસિંહ પોતે એક ઉદાર અમીર હતો. રાજાઓ તાલુકદારો અને ઠાકોરોને મુકાબલે એના વિચારો ઘણા ઉદાર અને આગળ વધેલા હતા. જો એ વિલાયતમાં હોય તો એક

સમાજવાદી ઉમરાવ તરીકે ગણત્રી થાત. આ કારણથી બીજા ધનાઢ્યો, ઠાકોરો વગેરે કરતાં લોકમાં એ વધારે જાણીતો હતો, અને એની દાનશીલતા—જે મોટે ભાગે કોઇને ના ન કહી શકવાના સ્વભાવને લીધે આવેલી હતી—ને લીધે ઘણા લોક એની પાસે આવતા. પોતે બીજા ઉમરાવોની પેઠે અતડો ને ગર્વિષ્ટ નથી પણ મળતાવડો છે એમ બતાવવા એ ઘણો પ્રયત્ન કરતો અને એવા વિચારોની ચર્ચા કરતા પત્રો છાપાંઓમાં આપતો. છાપાંઓમાં અમુક પોતાના દરજ્જાને લગતાં બીબાં પોતાના પત્રો કે લેખો માટે એણે ખાસ અલગ રખાવ્યાં હતાં અને એ બીબાં બીજો કોઇ ન વાપરે તેની પૈસા આપીને ખાસ દરકાર રાખતો. એ ઘણાં પ્રતિષ્ઠિત અંગ્રેજી ગુજરાતી સામયિકોનો ગ્રાહક હતો અને કોઇ સામયિક પાનાં કાપ્યા વગરનું હોય તેને પહેલી પસંદગી મળતી, કારણ એને બધાં સામયિકો વાંચવા કરતાં તેનાં પાના કાપવાનો ખાસ શોખ હતો. પાનાં કાપતી વખતે જીંદગીના કોઇ મહત્વના કાર્યમાં રોકાયો હોય એવો એ દેખાતો. પોતાના નામની પાછળ બાપદાદાના રીવાજ મુજબ સિંહ શબ્દ એ લગાડતો નહિ. ગુજરાતી ભાષામાં કેટલાક એના અપભ્રંશ 'શી' કરતા તો એને અંગ્રેજી નારીજાતિનો શબ્દ લાગતો, અને જો 'સીંગ' બોલતા તો ગવારસીંગ વગેરે શાકની ક્ષુલ્લક જાતમાં ગણાવું એને પસંદ નહોતું. ભૂલી જવાની ટેવ એમના કુટુંબમાં પરંપરાથી હતી અને એના પિતા શ્વાસ લેતાં ભૂલી જવાથી એકાએક મરણ પામેલા તેની યાદગીરીમાં પોતાની બહેનના દીકરાનું નામ એના આગ્રહથી અને મોસાળનો ગુણ ઘણેઅંશે ઊતરવાથી ભૂલેશ્વર પાડેલું હતું. સમાજવાદનો સક્રિય દાખલો બેસાડવા માટે Charity begins at home એ અંગ્રેજી કહેવત ગોખીને એણે પોતાના નોકરોને દર મહીને ચાહપાણીની મીજબાની ઉપર બોલાવી શરૂઆત કરી હતી. ચર્ચામાં ઘણીવાર કહેતો કે માણસો બધાં સરખાં છે; ગરીબ કે પૈસાદાર કોઇ નથી; બધું સરખે ભાગે વહેંચાવું જોઇએ. મીલકત સરખે ભાગે વહેંચાવા માટે બુદ્ધિ, સંગીત

આદિ મનુષ્યમાત્રમાં સરખે ભાગે વહેંચાવવા માટે રાહ જોઈ, દરમ્યાન તે માટે કુદરત સામે ભારે ચળવળ સમાજવાદીઓ કરે એમ એ ઈચ્છતો. કર્મવાદી ભારતવર્ષમાં આગળ ઉપર સમાજવાદનું સંપૂર્ણ જોર થશે ત્યારે ઠાકોરો ને ધનાઢ્યો કેવા હશે એનો આદર્શ વાલકેશ્વરમાં જણાતો. એની સ્ત્રી ઘણાં વર્ષ ઉપર દેવલોક પામેલી હોવાથી ઘરમાં એ જ મુખ્ય હતો, અને ઘરની બાબતોમાં કોઈકોઈ વાર માથું ઘાલતો.

એની સાથે એનો ભવિષ્યનો જમાઈ લોટેશ્વર હતો. એક મોટા તાલુકદારના પુત્ર સિવાય એનામાં બીજું કાંઈ ખાસ આકર્ષણ નહોતું. ઉત્તર ગુજરાતમાં લોટેશ્વર મહાદેવની બાધા રાખ્યા પછી એનો જન્મ થવાથી એનું એ નામ પાડવામાં આવ્યું હતું. એનું કુટુંબ રૂઢીચુસ્ત હતું અને એનો પિતા વહેલો ગુજરી જવાથી અને એની મા વીજળીબાનો સ્વભાવ ચોમાસાની કડકડતી વીજળી જેવો હોવાથી એનું વ્યક્તિત્વ ખીલ્યું નહોતું. વાલકેશ્વરના ઉદાર વિચારો માદીકરાને પસંદ નહોતા. એનું કુટુંબ પણ બે પેઢીથી મુંબાઈમાં રહેતું તેથી ઊંચા અને ધનવાન કુલને લીધે આ બન્નેનો સંબંધ યોજાયો હતો. સામાન્ય સ્થિતિનાં કુટુંબો પણ પોતાની દીકરીને સાસરે જઈને કામ ન કરવું પડે અને મોટરમાં ફરવાનું મળે એમ ઈચ્છે તો ધનાઢ્ય કુટુંબો તો પોતાથી ઉતરતું શોધે જ શેના ? મહેનત અને ઉપભોગ બધાને સરખો મળવો જોઈએ એવું ઈચ્છતા જમાનામાં મહેનત ન કરવી અને ઉપભોગ સરખો એ તો આ કુટુંબના નવા બંધાતા સમાજવાદી માનસને ખાસ અનુકૂળ હતું.

[ આગળ વર્ણવેલા દીવાનખાનામાં પડદો ઉપડે છે અને સુંદરલાલ ત્યાં પડેલી ત્રીપાઈઓ ને ખુરશીઓ બરોબર ગોઠવાએલી છે કે નહિ તે જુએ છે; એટલામાં ભૂલેશ્વર પ્રવેશ કરે છે. ત્રીપાઈઓ ઉપર ચાહના પ્યાલા રકાબીઓમાં ઊંધા પાડેલા હોય છે. ]

ભૂલે : ઓહો ! સુંદર ! આજના ભારે પ્રસંગ તો દીવાનખાનામાં જ ગોઠવાતો જણાય છે !

સુંદર : (મ્હોં ઉપર ઉદ્વેગ વ્યક્ત કરતો, નિશ્વાસ નાખીને) જી, હા.

ભૂલે : (કટાક્ષવાળા કઠોર સ્મિતથી) નોકરોને દીવાનખાનામાં ચાહપાણીની મીજલસ મળવાની ! આજ તો તું બહુ જ આનંદમાં હોઈશ !

સુંદર : (કટાક્ષ સમજ્યો હોય એવી મુદ્રા કરી આડું જોઈ) ના, જી.

ભૂલે : એમ કેમ સુંદર ! તને જરૂર આનંદ થવો જોઇએ. (સુંદર ખોટું સ્મિત કરે છે) ઠાકોરસાહેબ નોકરોને મહિનામાં એકવાર પોતાના સરખા ગણે એ તને પસંદ નથી ?

સુંદર : હું નોકર છું. ઠાકોર સાહેબના સમાનતાના વિચાર પસંદ કરવા કે ન કરવા એ મારો અધિકાર નથી.

ભૂલે : ખરૂં છે ખરૂં ! અને એ પણ મહીનામાં માત્ર એક વાર જ તમારા લોક સાથે ઉદાર વર્તન રાખે છે ને ! એમાં શું ?

સુંદર : મહીનાના બીજા દિવસોમાં પણ એ અમારી સાથે ભલાઇથી વર્તે છે.

ભૂલે : ( પોતે નવી કહેવતો યોજી શકે છે એવો દેખાવ કરી ) ચાહ ! સુંદર ! ચાહ તો અમૃત છે. જીંદગીમાં ચાહ હલકા ભારે વચ્ચે ચાહ વધારે છે. ચાહને નિંદનારા અક્કરમી છે !

સુંદર : ( ખોટું હસીને સામું જોઇને ) જી...!

ભૂલે : સુંદર! જો એક ખાનગી વાત પૂછું. ( સુંદરની પાસે જઇને ધીમેથી ) મને ઠાકોર સાહેબ કહે કે નોકરોને કાંઈ બોધવચન કહેવાં જોઈએ તો તે માટે ( ગજવામાં હાથ ઘાલતાં ) મેં એક નાનું ભાષણ તૈયાર કર્યું છે. પણ મારે કયાં ઊભા રહીને બોલવું ? ( બે ત્રણ જગ્યાએ ખુરશીઓ અને કોચની આગળ ને પાછળ ઊભો રહીને તે જુએ છે. સુંદર એને એક ફુલ રાખવાનું પીત્તળનું કૂંડું લાવી આપે છે, અને તુરત બહાર ચાલ્યો જાય છે. ભૂલેશ્વર અણગમાથી કૂંડું બાજુમાં સરકાવીને એક ઉંચા ટેકાની ખુરશીની પાછળ ઉભો રહી બોલી જોવાનો યત્ન કરે છે. પોતે ઠીંગણો હોવાથી ખુરશી એને અડધો ઢાંકી દે છે તેથી ખુરશી ઉપર ચીઢાઈ પાછું કૂંડું લે છે અને પડદા પાછળ પગરવ સાંભળી ગભરાટમાં કૂંડું હાથમાં રાખીને જ ખાલી દીવાનખાનામાં ભાષણ શરૂ કરે છે. )

ધારો કે તમે બધા ચીંચીં કરતી ચકલીઓ છો અગર મધમાખ છો......

( એટલામાં ચંપાદેવી અને ચંબેલીદેવી–ઠાકોરની બે પુત્રીઓ પ્રવેશ કરે છે. એમને પ્રવેશતી જોઈ બોલતો અટકી જાય છે અને ફૂંકું સંતાડવા યત્ન કરે છે. )

ભૂલે : ( ફૂંકું સંતાડવાના ગભરાટવાળું મોઢું છતાં મશ્કરી કરતો ) બહેન સાહેબો સાહેબજી ! સાહેબજી ! કેમ છે ? તબિયત બહાલ ?

ચંબેલી : ( કોચ ઉપર ધીમેથી પડતું મૂકીને ), તું તો એવો ને એવો રહ્યો. અત્યારે ટોળ કરવાનો વખત નથી. ખરૂં પૂછે તો અમે તો અધમૂઆં થઇ ગયાં છીએ. નોકરોને ચાહપાણી ઉપર બોલાવી બધું આપણે ગોઠવાને પીરસવાનું એનો વિચાર કરવાથી જ એટલો થાક લાગે છે કે સ્હવારથી જ ચીંથરા જેવાં થઇ જઈએ છીએ.

ચંપા : ( બારણા પાસેના કોચ ઉપર બેસી કપાળ અને આંખો ઉપર હાથ ફેરવતાં) અને એ ભારે થાક ઉપરાંત તને ખબર તો છે જ કે આ વખતે બાપુએ હવાફેર માટે હિલ સ્ટેશને જવાને બદલે દરિયાની સહેલગાહનું ઠરાવ્યું છે અને જવાનો દિવસ નજીક આવ્યો છે. એટલે કયી સાડીઓ વગેરે સાથે લેવું એની પસંદગીનો માનસિક થાક પણ ઓછો નથી.

ભૂલે : ( બન્ને તરફ દયાથી જોઇને ) ખરેખર તમારા રોજના કાર્યક્રમ ઉપરાંત આ બધાં કામોથી બહુ જ થાક લાગે ! ( એક તકીઓ લઈ, ચંપા ઉપર એને વધારે સ્નેહ હોવાથી, એના પગ નીચે તકીઓ મૂકે છે. ચંબેલી પોતાની મેળે જ તકીઆ ઉપર પગ ગોઠવી દે છે ) બહેન ! તારા પગ થાકયા હશે. આના ઉપર મૂકવા દે.

ચંબેલી : ( પોતાને તકીઓ ન આપવાથી જરા રોષમાં ) પણ એ ! તેં આ ફૂંકું કેમ હાથમાં રાખ્યું છે ?

ભૂલે : હા ! ( જરા અટકી ગભરાઇને વિચાર કરી ) જુઓને ! નોકરો ચાહ પાણી માટે આવે એટલે આપણે બધું કરવાનું. ટ્રે લઇને ચાહ કેમ આપવો તે તમને બધાને મારે બતાવવું પડશે. હું એની

જરા 'પ્રૅક્ટિસ' કરતો હતો. (ફૂંકું બે હાથમાં ટ્રેની પેઠે પકડી ત્રીપાઇઓની પાસે અને દીવાનખાનામાં આંટા મારે છે. એને વધારે ગભરાટમાંથી બચાવવાને હોય તેમ ઠાકોરની મોટી પુત્રી ગુમાનદેવી પ્રવેશ કરે છે, એને ફૂંકું ધરીને) ચાહ લેશો ગુમાનબહેન?

ગુમાન: (જરા ભ્રૂભંગથી પણ ક્રોધ બતાવ્યા વગર) ઓહો, ભૂલાભાઈ તમે જ છો કે! હું તો સમજી કોઈ નોકર હશે. (જરા સ્મિત કરીને એક જૂદા કોચ ઉપર લાંબા પગ કરીને પડે છે.)

ભૂલે: (જરા ગંભીર બનીને) કેમ ગુમાનબહેન! બહુ થાકેલાં જણાઓ છો!

ગુમાન: (બગાસું ખાઈ મોંઢે હાથ ઢાંકી) જવા દે વાત! ભૂલા-ભાઈ! વિવાહના ચાંલ્લા કરતી વખતે ચઢાવવાનાં ઘરેણાં પસંદ કરાવવા સાસરા તરફથી મુનીમ અને સોની આવેલા. સવારથી વીંટીઓ આંગળીએ ખોસી ખોસી, ને બંગડી ચઢાવી ચઢાવી થાકીને લોથ થઈ ગઈ છું. (ફરી બગાસું ખાતાં હાથ ઢાંકે છે.)

ભૂલે: (ગંજેરી બારોટની પેઠે વાતોડીઓ થતો-ચંપા તરફ જોઇને) કોણ? પેલા લોટેશ્વર સાથે કે? (ચંપા માથું હલાવી હા પાડે છે) અરે ગુમાનબા, તમે તો ત્યારે લોટીઆ લડુના દીલોજાન થવાનાં? (ગુમાન ભવાં ચઢાવી ગંભીરતાથી આડું જુએ છે. એને મશ્કરી ગમતી નથી) અરે બહેન સાહેબ! "બોલતાં છો નહિ તો ચાલ્યું પણ આતો સામું જોતાં છો નહિ" (વૈષ્ણવોના આ જાતના ભજનની ઢબે ગાતો ગાતો બે વાર બોલે છે) જરા માથું હલાવી હા કે ના કહેવામાં બહુ થાક નહિ લાગે.

[ગુમાન જરા માથું અને પાસું ફેરવી, હાથે પહેરેલી વીંટીના નંગનો ચમકારો દેખાય તેમ હાથ ફેરવે છે.

ભૂલેશ્વર ઉલટપાલટ તપાસમાં સવાલોનો વર્ષાદ વર્ષાવતા અને ગુન્હેગારને ગુંચતા સરકારી વકીલની પેઠે બોલવાનું ચાલુ રાખે છે.]

ગુમાનબહેન, મને જરા વહેલું તો કહેવું હતું! પણ બહેન, સાચું કહેજો હોં! લોટેશ્વર આ બધું જાણે છે? એ લોટીઓ તો બીચારો એવો ભલો છે કે તમે એને માથે છાણાં થાપશો તો પણ બોલશે નહિ. પણ એની મા નામ પ્રમાણે કડકડતી વીજળી છે. એને માટે બધું એ મા જ ગોઠવે છે. આપણામાં તો ઘરની વહુને સાસુ સસરા બધા 'વહુ' કહે છે. કાયદા પ્રમાણે તો તમે લોટીઆની વહુ. પણ અહીં તો એની વહુ કે એની માની વહુ એ કહેવું ભારે છે! લોટાભાઈ મારા મિત્ર છે. તેમને વાત તો કરીશું. પણ—

[ ત્રણે બહેનો જાણે કંટાળાથી ઊંઘમાં પડી હોય એમ આંખો મીંચે છે. ગુમાનના મુખપર બંધ આંખે પણ ગુસ્સો જણાય છે. ]

એ! તમે લોકો આમ ઊંઘી જશો તો તમારી દાસીઓની પેઠે હું કાંઈ તમને જાગૃત કરવાનો નથી. આજના મહેમાનોને આવવાનો વખત થયો છે.

[ ચંપા અને ચંબેલી આંખો ઉઘાડે છે, પણ જવાબ નથી દેતાં. ]

ગુમાન : ( આંખો અર્ધ ઉઘાડી, સામું જોયા વગર ) તું આટલો મોટો બળદ જેવો થયો તો પણ અક્કલ ન આવી. ઉદ્ધત છોકરો રહ્યો!

ભૂલે : હું સર્વજ્ઞ નથી, છતાં પણ મેં જાણ્યું હતું કે તમે ખીજાશો. ( સૂત્રો બોલવામાં પોતાની કુશલતાની ખાત્રી માનીને ) હું સર્વજ્ઞ થઉં એવડો નાનો નથી.

[ ટેવ પ્રમાણે પોતાના સૂત્રનાં વખાણ સાંભળવા ચારે બાજુએ જુએ છે. ]

ચંપા : ( હંમેશ એના વાક્ચાતુર્યથી મુગ્ધ હોવાથી જરા આશ્ચર્યથી ) શું? નાનો નથી? ખરે, આ વાક્યમાં કાંઈ અપૂર્વ વાક્ચાતુર્યવાળું અર્થગાંભીર્ય લાગે છે, પણ એનો અર્થ સમજાતો નથી.

[ કુટુંબના વિદ્વાન શિક્ષક શોભારામને લઇ સુંદર પ્રવેશ કરે છે. ]

ચંબેલી : ભૂલાભાઈ, તમે બોલ્યા તે આ માસ્તરને કહો.

ભૂલે : ( માસ્તર તરફ જોઇને ) 'હું સર્વજ્ઞ થઉં એવડો નાનો નથી.' જુઓ માસ્તર સાહેબ આ લોક આટલું સમજતાં ગુંચાય છે.

શોભા : તમે બોલવામાં ભૂલ કરો છો એમ લાગે છે.

ભૂલે : (જરા અચકાઇને) હું બરોબર સમજીને જ બોલું છું.

શોભા : ( માસ્તર વિદ્યાર્થીને કહેતા હોય તેવી રીતે ) ફરી કહો જોઇએ. ધીમેથી બોલજો.

ભૂલે : 'હું–સર્વજ્ઞ–થઉં–એવડો–નાનો–નથી.' બસ હવે ?

શોભા : હવે સમજ્યો ! તમારા કહેવાનો અર્થ એવો છે કે તમે સર્વજ્ઞ થાઓ એવડા મોટા થયા નથી, ખરૂંને ?

ભૂલે : ના, ના.

શોભા : એ સિવાય બીજો અર્થ થઈ શકે જ નહિ !

ગુમાન : હા, હા, એ જ અર્થ છે.

ચંબેલી : હું પણ એમ જ માનું છું.

ભૂલે : ( પાસે ઉભેલા સુંદર સામે નિરાશાથી જોઈ ને ) કેમ સુંદર, તને સમજાય છે કે ?

સુંદર : ( મોંને એક ખૂણેથી સ્મિત કરીને ) જી !

[ એકદમ બહાર જાય છે. ]

ભૂલે : જુઓ, આ સમજ્યો અને તમે ના સમજ્યા ! એક કવિએ કહ્યું છે કે—

બધા માસ્તરો અસ્તરા લઈ ફરે છે
ગુણી ગુર્જરી બોડવાને મથે છે.

સૂત્રો સમજવા માટે એકલા ભણ્યે કે ભણાવ્યેથી નથી ચાલતું; એમાં તો ઋષિમુનિઓ જેવી બુદ્ધિ જોઇએ.

ચંબેલી : (માસ્તરના અણીદાર નાક ઉપર ફીદા થઇ રહે છે) માસ્તર સાહેબ, તમે ખરા છો. (ભૂલેશ્વરને) ભૂલાભાઈ ! જરા વિવેક રાખો. આવા ભણેલા માણસ કાંઈ તમારા જેવડા છે ?

ભૂલે : હમણાં શ્લોક કહ્યો એ જ કવિએ આગળ કહ્યું છે કે.—

'ભણીઆ રે એમાં શું ઉધડયું જો પહેર્યાં ચણીઆ'

[ માસ્તર ખોટું હસવામાં ગુસ્સો ઢાંકી દે છે. ચંબેલી ચીડાઈને આમળ બોલવા પ્રયત્ન કરે છે. ચંપા આ બોલાબોલી આનંદના સ્મિત-પૂર્વક સાંભળે છે. ગુમાન ગુસ્સામાં આંખો મીંચી પડી રહે છે. વાત આગળ વધત, પણ એટલામાં ઠાકોર વાલકેશ્વર પ્રવેશ કરે છે અને બધા ચૂપ થઈ એમના તરફ જુએ છે. માસ્તર ઊભા થાય છે. ઠાકોર સાહેબની પાછળ તુરત લોટેશ્વરસિંહ પ્રવેશ કરે છે. ]

વાલકે : ( ભૂલેશ્વર સામે જોઇને ) કેમ, ભૂલા ! તું આવી પહોંચ્યો ? ( માસ્તર સામે જોઈ ને ) ઓહો, કેમ છો માસ્તર ? મુસાફરીની તૈયારી તો કરી દીધી છે ને ?

શોભા : જી, હા ! હું તો એ દિવસની રાહ જોતો બેઠો છું.

વાલકે : ચાલો ઘણું સારૂં ! આવો જ ઉત્સાહ બધાને જોઈએ. (પુત્રીઓને સંબોધીને ચપટી વગાડતાં) ચાલો, એ ગુમાન ! તમે બધાં હવે જલદી કરો. નોકરોને આવવાનો સમય થયો છે. ચાહની બધી તૈયારી કરો. નોકરોને આજે આનંદનો દિવસ છે. એમને આ પ્રસંગ બહુ ગમે છે.

ગુમાન : (નીચું જોઈ જરા ગંભીર સ્વરે) એમને આ બીલકુલ ગમતું નથી, બાપુ !

વાલકે : (ત્રીપાઇઓ તરફ આંગળી કરી ગુસ્સાથી) તું તારૂં કામ કર. (ચારે બાજુ નજર નાંખે છે.)

ભૂલે : (લોટેશ્વર સાથે હાથ મિલાવવાનો પ્રયત્ન કરતાં) મુબારક-બાદી—અભિનંદન, બિરાદર લોટીઆ !

[ એક આંખ મીંચી વિવાહના અભિનંદનનું સૂચન કરે છે. ]

લોટે : (મશ્કરી ન ગમતી હોવાથી જરા મુખ ઉપર અણગમો બતાવતાં) થેંક યુ.

ભૂલે : આપનાં માતુશ્રી ખુશમિજાજમાં છે ને ?

લોટે : (ગંભીર મુદ્રા કરી જરા ભ્રૂકુટિ ચઢાવી) બહુ જ ખુશીમાં છે.

ભૂલે : ચાલો સારૂં. તું અમારી સાથે દરિયાની સહેરે આવવાનો કે?

લોટે : સોરી (sorry), હું તો નહિ આવી શકું. (જરા ગુસ્સો બતાવીને) એ, જુઓ, મને તમારે લોટીઓ કહીને હવે પછી બોલાવવો નહિ.

ભૂલે : એમ કે ? તારી વીજળીબાને એ પસંદ નહિ હોય !

લોટે : હા, એને એવું બીલકુલ પસંદ નથી.

[ કંટાળીને બીજી બાજુ ચાલ્યો જાય છે. ભૂલેશ્વર ખોટું ન લગાડતાં પોતાના ભાષણના વિચારમાં પડે છે. સુંદર પ્રવેશ કરે છે.]

વાલકે : (શેઠ–નોકરોનો ભેદભાવ દૂર કરીને) જો સુંદર, અમે તો તૈયાર છીએ.

[ સુંદર મુખ ઉપર શોક વ્યક્ત કરે છે અને મૌન રાખે છે. ]

ગુમાન : (કટાક્ષથી) બાપુ ! સુંદરને કેવી મઝા પડે છે ?

વાલકે : (ચીડાઇને) એને એકલાને જ આનંદ નહિ થતો હોય. બિચ્ચારો સુંદર !

સુંદર : ( ઠાકોર સાહેબના ગુસ્સાથી જરા નરમ થઇને ) માફ કરજો સાહેબ ! મારા જૂના વિચાર એકાએક જતા નથી.

વાલકે : તારે જરા હિંમત કેળવવાની જરૂર છે. તું યે માણસ છે ને હું યે માણસ છું. આપણામાં શો ફેર છે ? (ચારે બાજુ જોઇને) આવા વિચારવાળા છે તેથી જ દેશ આગળ વધતો નથી. ગુલામોને ગુલામીમાં જ આનંદ લાગે છે. હરિજનોને, નીચ વર્ણોને, સ્ત્રીઓને ઊંચે લાવવા કેટલો ય પ્રયત્ન થાય છે, પણ એમને કયાં ઊંચે આવવું છે ? સુંદર, હવે બધાને બોલાવો.

સુંદર : જી !

વાલકે : સુંદર, જો જે હોં ! ગઈ વખતે બધા નહોતા આવ્યા. એવું આ વખતે ન થાય; બધા નોકરો આવવા જોઇએ.

સુંદર : ના, સાહેબ; લગભગ બધા આવ્યા હતા. તબેલાના એકાદ બે છોકરા માત્ર નહોતા આવ્યા.

વાલકે : બીલકુલ નહિ ! આ વખતે તો એકે એક જણુ આવવો

જોઈએ. (સુંદરની પાસે જઈ, એને ખભે હાથ મૂકી ધીમે સ્વરે) જો, ક્ષોભ છોડી દે. યાદ રાખ કે અત્યારે તો હું અને તું તદ્દન સરખા, તદ્દન સમોવડીઆ છીએ. કાંઈ ભેદ નથી. આપણે બધા સમાન છીએ એ હું આજે સાબિત કરી આપીશ; માટે મારા કહ્યા પ્રમાણે કર.

[ સુંદર બહાર જાય છે. વાલકેશ્વર છોકરીઓને ગુસ્સાથી ઘાંટો કહાડીને બોલાવે છે ]

આમ જુઓ! તમે લોકો આળસ કરશો એ નહિ નભે. જે જરા પણ આળસ કે ભૂલ કરશે તેને શિક્ષા થશે.

[ છોકરીઓ બીજા ઓરડામાં જઇ નોકરોએ તૈયાર કરીને મૂકેલી ચાહની કીટલી, દૂધ અને ખાંડનાં પાત્રો સાથેની ત્રણ ટ્રે (થાળી) લઇને ત્રીપાઇઓ ઉપર લાવીને મૂકે છે. ]

વાલકે : કેમ લોટેશ્વર, તમે કાંઇ કામ કરશો કે?

લોટે : (જરા ખોટું લાગ્યા જેવું મોં કરી) એટલે?

વાલકે : (સમજી જાય છે) ના, ના, ખોટું ન લગાડશો. એ તો હું એમ કહેતો હતો કે આજની મિજલસમાં રંજન માટે તમે કાંઈ કરી શકશો? દાખલા તરીકે વીંટી કે પાવલી જાદુથી ઉડાવી દેવાના કે એકના ખીસાનો રૂમાલ બીજાના ખીસામાં લાવી દેવાના હાથ-ચાલાકીના ખેલ કરી શકશો?

લોટે : રામરામ કરો! મને એવું કયાંથી આવડે?

વાલકે : અરે રે! હજી આ બધું સુધરતાં બહુ વાર લાગશે. આપણા જેવા અમીરી દરજ્જાના લોકે હવે તો બધું શીખવું જોઈએ. કાંઈ કરવામાં હલકું છે એમ ન માનવું જોઈએ. (ભૂલેશ્વરને) કેમ ભૂલા, તું કાંઇ સુંદર ટૂંકું ભાષણ કરીશ કે? તારામાં એ શક્તિ છે.

ભૂલે : (કુલાઇને) પણ–પણ–મામા–મેં કાંઈ તૈયારી–નથી...

વાલકે : જા, જા, આવો ડરકણ કયાંથી? ગમે તે ચાલશે.

ભૂલે : ઠીક ત્યારે, મને જે પ્રેરણા તે વખતે થશે તે બોલીશ.

(ધીમેથી ફૂંકું લઈ એક ખુરશી પાછળ ગોઠવી રાખે છે.)

[ સુંદર પ્રવેશ કરે છે અને એની પાછળ એક પછી એક નોકરો પ્રથમ ઠાકોર સાહેબને અને પછી બીજાઓને હાથ જોડી નમસ્કાર કરતા પ્રવેશે છે. ઠાકોર એમને લોટેશ્વર અને માસ્તરની ઓળખાણ કરાવે છે અને આવકાર આપીને બેસાડે છે. આ ક્રિયા ચાલ્યા કરે છે. કોઇ હાથ મિલાવે છે ને કોઈ નમસ્કાર કરે છે; કોઇ બન્ને કરે છે. આમ દેશી અને વિલાયતી રીતોનું મિશ્રણ ચાલ્યા કરે છે. આ સુધરેલા કુટુંબમાં સ્ત્રીઓને સંપૂર્ણ છૂટ છે, છતાં સ્ત્રી નોકરો સંકોચથી જરા દૂર એક બાજુ જુદી ઊભી રહે છે. ]

સુંદર: આવો ચંદુ પારેખ! (નામું લખનાર અને ભાડાં ઉઘરાવનાર ચંદુ પારેખ પ્રવેશ કરે છે)

વાલકેશ્વર: આવો પારેખ, બેસો. કેમ ખુશીમાં તો છો ને? (પારેખ દૂરની ખુરશી ઉપર બેસે છે.) આમ જુઓ, લોટેશ્વર, આ અમારા મુનીમ—અરે ભૂલ્યો—મિત્ર ચંદુલાલ પારેખ છે.

[ ત્રણે છોકરીઓ ધ્રૂજતે હાથે નમસ્કાર કરે છે. લોટેશ્વર ખોટું હસીને બન્ને હથેલીઓ અડકાડ્યા વગર નમસ્કાર કરે છે. ઠાકોર ચંએલીને ચાહ બનાવી પારેખને આપવા કહે છે અને એ બનાવે છે તે જુએ છે. ]

લોટેશ્વર: (અણગમાથી દૂર ખસીને ભૂલેશ્વર પાસે જઈ) ભૂલાભાઇ! ઈશ્વરની ખાતર મને આમાંથી બચાવો. તમે મારી સાથે રહો. હું આ બધા સિદ્ધાન્તથી મૂળથી જ વિરૂદ્ધ છું.

ભૂલે: (જરા ગર્વથી હસીને) જુઓ લોટાભાઈ, હવે તમે સીધા થયા. મારી પાછળ રહ્યા કરો એટલે હનુમાનજી પૂંછડું ઊંચું રાખે છે એમ તમને ઊંચા રાખીશ અને છૂટા નહિ પડવા દઉં. આ પારેખ જોયા? ઠાકોરના હુકમ છે કે દરેક બાબતનાં વાઉચર જોઈએ. એટલે એ એવા કડકરીતે પ્રમાણિક છે કે ટ્રામની ટિકીટો પણ જાળવી રાખે છે; અને બીલ ન આપવા માટે કાછીઆ સાથે તકરાર કરી, અને પરિણામે એક કાછીઆએ બિલ છપાવ્યાં તેની પાસેથી જ શાક લાવે છે; અને સુંદરની સહી લઈ ઑડિટર પાસે બધું ઑડિટ કરાવે છે. ઑડિટર પણ દોઢ આનાનાં રીંગણાંનું વાઉચર ન હોય તો

ફરિયાદ નોંધાવે છે, પણ હજાર રૂપીઆ ખરા વપરાયા છે કે ખોટા તે એમનો જીવ જાણે. વાઉચર હોય એટલે લીંટી મારે!

સુંદર : (પાછળ ઊભેલા દેવશંકર મહારાજને) આવો દેવશંકર, આગળ.

વાલકે : આવો આવો દેવશંકરભાઇ, પાછળ કેમ ઊભા છો? બેસો. (ઘરનો મુખ્ય રસોઇઓ શરમાતો આગળ આવીને નમસ્કાર કરીને બેસે છે.) ચંપા, ક્યાં ગઈ? જરા ધ્યાન રાખો. (ચંપા આગળ આવી નમસ્કાર કરી દેવશંકરને ચાહ આપવા જાય છે.) શોભારામ! આ દેવશંકરને તો ઓળખ્યાને? (શોભારામ પાસે આવી નમસ્કાર કરે છે. ભૂલેશ્વર અને લોટેશ્વર જરા દૂર આંટા મારે છે.)

સુંદર : અરે, આવો આવો; જરા મોડાં પડ્યાં મિસ ટોમેટો!

[ગુમાનદેવીની ગોવાનીઝ આયા જે હમણાં જ નવું ફ્રૉક પહેરી આવેલી હોવાથી જરા મોડી પડી હતી તે આવે છે. એ મુંબાઈમાં જન્મેલી હોવાથી ગુજરાતી સારૂં જાણતી હતી. એનો દેખાવ આકર્ષક હતો. ઠાકોરની મોટી પુત્રીની આયા હોવાથી એનું માન બહુ હતું.]

વાલકેશ્વર : ચાલો આવો મિસ ટોમેટો, ઘણો આનંદ થયો. (હાથ મિલાવી શેઇકહેન્ડ–હસ્તધુનન કરે છે.)

ભૂલેશ્વર : (લોટેશ્વરને પડતો મૂકી પાસે આવી) મામા ખરૂં કહે છે. મીસ ટોમેટો, તમને જોઇને ઘણો આનંદ થયો.

વાલકે : (ગુમાનને બીજી બાજુ મોં કરી ઊભેલી જોઇ ચીડાઇને) ગુમાન, કેમ આમ? હમણાં કહ્યું ને પાછી ભૂલી ગઈ!

ગુમાન : (બીકથી નરમ થઇને શોભારામને) માસ્તર સાહેબ, આ મીસ ટોમેટો–મારી આયા.

વાલકે : (ગુસ્સાથી મોટો ઘાંટો પાડી આંખ કાઢી) શું કહ્યું? તારી–કોણ?

ગુમાન : (નીચું જોઇ) મારાં બહેનપણી.

[આ વખતે ચંપાદેવીની આયા યશોદાબાઇ અને ચંબેલીની આયા શિવકોર પ્રવેશ કરે છે. શિવકોર કાઠીઆવાડની ખવાસ જાતિની છે.

એ નાનપણમાં વિધવા થવાથી તેમજ નિરાધાર હોવાથી છેતરાઇને કોઈ સાથે મુંબાઈ આવેલી, પણ નશીબ સંજોગે છૂટી અને નોકરીમાં રહી ગઈ. યશોદા જરા ભણી હતી, પણ લગ્ન પછી સાસુના ત્રાસથી કંટાળેલી, અને છેવટે એના માવડીમુખા ધણીએ મારીને કાઢી મૂકી એટલે એક સગાની લાગવગથી અહીં નોકરીમાં રહી હતી.]

ચંપા : (ગુમાનના દાખલા ઉપરથી ચેતીને) આવો યશોદાબહેન. (આજુબાજુ બધાને સંબોધી) આ મારાં બહેનપણી યશોદાબાઈ.

[ યશોદા બધાને નમસ્કાર કરે છે અને શરમાતી જરા દૂર પાછળ ઊભી રહે છે.]

ચંબેલી : તમે કેમ પાછળ ઊભાં શિવકોર ! આવો–(ચંપાની નકલ કરીને) આ મ્હારાં બહેનપણી શિવકોર.

[ શિવકોર યશોદા સાથે જઈ ઊભી રહે છે. ]

વાલકે : (પોતાના ગુસ્સાની અસર છોકરીઓ ઉપર થઇ તે જોઈ ખુશ થતો) આવો, શિવકોરબેન, યશોદાબાઇ, ત્યાં કેમ ઊભાં ? અહીં બેસોને !

[ બન્ને ધીમે ધીમે શરમાતાં અચકાતાં એક દૂરની ત્રીપાઇ આગળ બેસે છે. ચંપા બન્નેને ચાહ કાઢી આપે છે. ]

સુંદર : આવો ઇચ્છાશંકર ! (રસોઇઆ દેવશંકરના હાથ નીચેના રસોઇઆને આગળ ખેંચી લાવે છે).

વાલકે : બેસો ઇચ્છાશંકર.

સુંદર : મારૂતિ, આમ આગળ આવ. (મોટર ડ્રાઇવરને બોલાવે છે. )

વાલકે : આવો, બેસો મારૂતિરાવ, ઠીક છોને ?

મારૂતિ ! બરા આહેત.

સુંદર : આ સદાદત્ત ભૈયા (ઘોડાવાળાને આગળ લાવી ઠાકોર તરફ જુએ છે.)

વાલકે : આવો સદાદત્તજી. બિરાજો. (સદાદત્ત બેસે છે.)

સુંદર : આમ આવ છગન, અરે ગણુ ક્યાં ઊભો છે ? (છગન પટેલ અને ગણુ ઘાટી વાસણ સાફ કરનારા ડરતા ડરતા આવે છે.)

વાલકે: બેસો, ડરશો નહિ. હું અને તમે સરખા જ છીએ.

[ સંકોચાતા અરધી ખુરશી ખાલી રાખી અરધીમાં એક પગ બહાર રાખી બંને બેસે છે. ]

સુંદર : (ધીમેથી) અરે નાથા, અમથા, અત્યારે સંતાવાનું હોય કે?

[ ઘરનો કચરો વાળનાર નોકરોને બોલાવી આગળ લાવે છે. એક મેડાનો અને બીજો નીચેનો કચરો વાળનાર છે. અને એ કામની વહેંચણ એવી કડક છે કે દાદર અરધો અરધો બન્નેને વાળવો પડે છે. નીચેવાળાએ વહેલું વાળી લીધું હોય તો ઉપરવાળો દાદરનો કચરો વચ્ચે રહેવા દે, એટલે એની ફરજ પૂરી થાય છે ! ]

વાલકે: સુંદર ! આપણા રામભરૂસેજી માળી અને બીજા છોકરાઓ ક્યાં છે ?

સુંદર : (જનાંતિકે બબડે છે.) હવે તો પૂંછડાં બાકી રહ્યાં.

[ બારણા પાછળ ઊભેલા રામભરૂસે, અને કલીનર છોકરો, ઘોડાખાનાનો છોકરો અને બગીચાનો છોકરો એ બધા પ્રવેશ કરે છે. ઠાકોર એમને હસીને ખુરશીઓ ઉપર બેસવા નિશાની કરે છે, છોકરાઓને થાબડે છે. ]

વાલકે : બેસો, ભાઈઓ બેસો. ચાહ પીઓ. ( છોકરીઓ ચાહ આપે છે. )

[ ઠાકોર પોતે સદાદત્ત કોચમેન પાસે આવી એને ચાહ ભરી આપે છે, અને એક પ્યાલો પોતે લે છે. ]

સુંદર : (એક શરમાળ ડરકણ ભોળી દેખાતી છોકરીને આગળ કરીને) જા, જીવી ! સાહેબ, આ જીવી. મહાકોર ડોશીની ભત્રીજી. ડોશીથી હવે કોઠારનું કામ બરોબર થતું નથી એટલે એમને મદદ કરવા રાખી છે.

વાલકે: બેસ જીવી. બહુ ડરકણ લાગે છે. ડરીશ નહિ. આ બહેનો જેવી તું છે (સદાદત્તને) કેમ ભૈયાજી ? ઘેર બધા ખુશીમાં છે ને ?

સદાદત્ત : જી હુઝૂર ! હા ! આપ ઘોડા માટે પૂછો છો ને ?

વાલકે: ના, ના; તમારા કુટુંબ માટે. તમારૂં બેબી કેમ છે?

સદાદત્ત: બહુ મઝામાં છે. તોફાન કરે છે.

વાલકે: સારો છોકરો છે. મને બરાબર યાદ છે કે મેં એને જોયો ત્યારથી એનું ભવિષ્ય ભાખેલું.

સદાદત્ત : (ગુંચવાઇને) પણ—પણ, હુઝૂર એ તો છોકરી છે !

વાલકે : છોકરી ! હા, હા, હા, (ખડખડાટ હસે છે) બરોબર, બરોબર મને ચોક્કસ યાદ છે. મેં તે વખતે કહેલું કે જો એ જીવશે તો છોકરી થશે ! (સુંદર તરફ જોઇને) અરે, સુંદરલાલ તમે હજી રહી ગયા ? તમને જોઈ મારો આનંદ ઉભરાઈ જાય છે. અહીં બેસો, અરે ચંપા, ગુમાન, ચાહ આપો. ગુમાન, તું આમને ઓળખે છે ને ? આ સુંદરલાલ દવે.

ચંપા : (કીટલી ઉપાડી ચાહ રેડતાં) લ્યો ચાહ, સુંદરલાલ.

ગુમાન : (ગંભીરતાથી) દૂધ રેડું ?

ચંબેલી : (હસીને) સુંદરલાલ; ખાંડ નાખું છું.

[ ચંપા શોભારામને ચાહનો પ્યાલો આપે છે. ચંબેલી લોટેશ્વરને આપે છે. ભૂલેશ્વર હાથે બનાવી લે છે. ત્રણે હાથમાં પ્યાલા લઈ ત્રિકોણમાં ઊભા રહી વાતો કરતા હોય તેમ મુખ કરી પીતા જાય છે. બધા ધીમે ધીમે ચાહ પીતા જાય છે. કોઈ ફરી ચાહ લે છે. કોઈ અંદર ધીમેથી વાતો કરતા જણાય છે. નોકરો શરમાતા ડરતા ઢોળાવાની બીકે—પછી પોતાને જ સાફ કરવું પડશે એમ સમજી—સંભાળથી રકાબીમાં ચાહ રેડી પીએ છે અને ડરથી આસપાસ જુએ છે. કોઇ પ્યાલો ટેબલ ઉપર મૂકી, ચકરડું પડે તે બીકે જીભ કાઢી પાછો ટ્રેમા મૂકે છે. ]

લોટે : (ભૂલેશ્વરને ભાઈબંધીને દાવે ખેંચી પાસે બોલાવી) એ ? ભુલાભાઈ ! આ મિસ ટોમેટો ચપળ છોકરી જણાય છે. મારે આયા રાખવાની હોય તો હું એને પસંદ કરૂં. ( ટોમેટો સામે જોઈ નજર ખેંચી લે છે).

ટોમેટો : ( દૂરથી એનો મનોભાવ સમજી પાસે આવીને ) ભૂલેશ્વર સાહેબ, ઠાકોર લોટેશ્વરસિંહ સાથે ઓળખાણ તો કરાવો. મારાં બાઈસાહેબ સાથે એમનો વિવાહ થવાનો એટલે મારૂં ઓળખાણ પહેલું થવું જોઇએ. (લોટેશ્વર સામે જોઈ રહે છે).

લોટે : થેંક્યુ વેરી મચ, મિસ ટોમેટો ! (હાથ મિલાવી હલાવે છે—શેકહેન્ડ કરે છે.)

ભૂલે : (ટોમેટો સાથે પોતાને વાત કરવાની ઇચ્છાથી અને પોતાને આ પસંદ ન પડવાથી બન્નેના હાથ મેળવેલા છૂટા પાડતાં) જો, દોસ્ત લોટા, આ તું ઠીક નથી કરતો. આ ચપળ છોકરીને તારી બા જોશે તો વીજળીનો કડાકો થશે. (જરા દૂર ખૂણામાં બેઠેલી જીવી પાસે ખેંચી જઇને) જો, આ નાની સુંદર ગરીબ છોકરી તારે ઠીક છે. એને જોઇ વીજળીબાનું જોર વેરાઇ જશે અને તું સલામત રહીશ.

[ લોટેશ્વર આ અચાનક પલટાથી ગભરાઈ શાંત ઊભો રહે છે, છતાં ટોમેટો તરફ જોયા કરે છે. અરધા પીધેલા ચાહના પ્યાલા દરેકના હાથમાં જ હોય છે. ચાહ પીવાતો હોય છે. ]

વાલકે : ચંપા, બહેનો ક્યાં છે ? ફરી ચાહ જોઈએ તેને આગ્રહ કરો.

ગુમાન : (સુંદર, જે ખિન્નચિત્તથી દૂરની ત્રીપાઈ પાસે બેઠો છે તેની પાસે જઇને) બીજો ચાહ રેડું, સુંદર ? (ખાલી ખુરશી ખેંચી હાશ કરીને બેસે છે.)

સુંદર : ના, ના, બહેન સાહેબ, મને તો આ દેખાવથી બહુ દિલગીરી થાય છે.

ગુમાન : ( બાપ સામે નજર કરી, એ વાતોમાં છે એમ જાણી) તારા જેવા જૂના વિચારના, જૂની શિસ્તમાં માનનારા નમૂનેદાર માણસને તો આ બધાનો બહુ કંટાળો આવતો હશે ખરૂંને ? (સુંદર ચૂપ રહે છે.) (મોટેથી) ચાહ લ્યો ને ? (ધીમેથી) જવાબ દો નહિ તો બાપુ ચીડાશે. ખરૂં કહો, તમે આ રીતભાત ધિક્કારતા નથી ?

સુંદર : (ધીમેથી) હું અંતઃકરણથી ધિક્કારૂં છું. ગઈ વખતે આ શરૂ થયું ત્યારથી એક તબેલાના છોકરાએ મને ઉદ્ધતાઇથી, મિત્રની પેઠે સુંદર કહી બોલાવ્યો અને શિસ્તની ખાતર મારે એને રજા આપવી પડી. ઠાકોર સાહેબના આ વિચારોથી નોકરો પહેલાં જેવું મારૂં માન રાખતા નથી.

ગુમાન : ત્યારે તો તમને અમારી સાથે શી રીતે ફાવશે ?

સુંદર : ઠાકોર સાહેબ રાજવંશી ન હોત તો હું રાજીનામું આપી

ચાલ્યો ગયો હોત. રાજવંશી ગમે તે કરે, તોપણ સામાન્ય માણસે સહન કરવાની ફરજ છે.

ગુમાન: એક બીજી વાત સ્હેજ પૂછું. થોડા વખત પર ભૂલાભાઈ કહેતા હતા કે 'હું બધું સમજવા જેટલો નાનો નથી' એનો શો અર્થ?

સુંદર: મને કાંઇ અર્થ સમજાતો નથી.

ગુમાન: ત્યારે તમે તે વખતે માથું હલાવી, હસી, 'હાજી' કેમ કહેલું?

સુંદર: બ્હેન સાહેબ, એ ઠાકોર સાહેબનો ભાણેજ છે અને પોતે પણ રાજવંશી છે. આભલાના ઠાકોર સાહેબનો બીજો પુત્ર છે.

ગુમાન: તમારા વિચારો અજબ છે.

લોટેશ્વર: (જીવીને) જીવી બ્હેન, ચાહ આપું? (જીવી શરમાઈ નીચું જોઈ જવાબ નથી દેતી) બોલોને! તમે સીનેમા જોયું છે? (જીવી જવાબ દેવા પ્રયત્ન કરે છે, પણ ડચકાં ખાય છે) બોલો. જરા હિંમત રાખ્યા વગર આ જમાનામાં કેમ રહેવાશે?

ચંપા: (મોઢું ચઢાવીને બેઠેલી ટોમેટો પાસે જઇ) કેમ મિસ ટોમેટો શું થયું?

ટોમેટો: કાંઇ નહિ, મારી શી ગણત્રી?

ચંપા: પણ થયું છે શું? કહો તો ખરાં!

ટોમેટો: જુઓ આ સરદાર સાહેબ પેલી રસોડાની નોકરડીને ચાહનો આગ્રહ કરે છે અને મારા સામું કોઈ જોતું પણ નથી.

ચંપા: ઓહો! એમ ને? લ્યો હું બીજો કપ ચાહ આપું.

ટોમેટો: એ તો ઠીક; પણ મારા પહેલાં એને આપે એમાં મારો દરજ્જો શો સચવાયો?

સુંદર: (હજી ગુમાન સાથે વાત કરતો હોય છે) જુઓ, બ્હેન સાહેબ. ઠાકોર સાહેબ અહીં ગમે તે દબાણ કરે, પણ નોકરોમાં તો ચઢતા ઊતરતા દરજ્જા રહેવાના જ.

વાલકે : (આ શબ્દો કાને પડતાં) શું છે? શું બોલ્યો? ચઢતા ઊતરતા દરજ્જા? સમાનતા નહિ સાચવો? જુઓ ભાઇ, ઊંચા, નીચા, ગરીબ, પૈસાદાર, એ બધું તો બનાવટી છે. આ બનાવટી સમાજ છોડી આપણે નૈસર્ગિક સંજોગોમાં પાછા જઇએ—અને મારી તો એ અંતિમ ઇચ્છા છે—તો બધા સરખા જ છે. કાલે શાસ્ત્રી મહારાજ પણ કહેતા હતા કે ખુદ કૃષ્ણ ભગવાને વિદ્વાન બ્રાહ્મણ, ગાય, હાથી, કૂતરાં અને ચાંડાલમાં સમાનતાથી જોવાનું કહેલું છે.

સુંદર : સાહેબ! માફ કરજો, જરા બોલુ—

વાલકે : (જરા ટટાર થઇ) જરૂર, સંકોચ વગર બોલ.

સુંદર : સાહેબ! ઊંચાનીચાના ભેદ કુદરતી છે. જમાનાઓથી સુધરતા આવતા સમાજનું એ પરિણામ છે. કોઇ શેઠ હોય તો કોઇ નોકર હોય એ પૂર્વ જન્મનાં કર્મ પ્રમાણે નૈસર્ગિક છે. જે નૈસર્ગિક તે હમેશાં સાચું છે. આપે કહ્યું તે ભગવદ્વાકયમા પણ સમાનતાથી જોવું समदर्शिनः—એમ કહેલું છે; સમાનતાથી વર્તવું समवर्तिनः—એમ નથી કહ્યું. વળી સાતમી વિભક્તિ વાપર્યાથી એના આત્મા તરફ એ રીતે માત્ર જોવું, શરીર તરફ નહિ, એમ શાસ્ત્રી મહારાજને પૂછતાં કહેતા હતા.

વાલકે : (ચીડાઇને) સુંદર! મારા વિચારો સામે તારે આ પ્રમાણે મૂર્ખાઇભરેલું બોલવું એ બીલકુલ નૈસર્ગિક નથી.

સુંદર : (જરા માથું નમાવી) સાહેબ! મારૂં પણ એમ જ કહેવું છે. આપે કહ્યું તે તદ્દન સત્ય છે.

[સુંદર ઊભો થાય છે. ચાહ પૂરો થવાથી કેટલાક ઊભા થઇ આંટા મારે છે. કેટલાક ટટાર થઈ બેસે છે.

હવે ખરો કટોકટીનો પ્રસંગ આવે છે. ઠાકોર સાહેબનું બોધવચનવાળું ભાષણ હવે થવાનું. નોકરો ખોટી જગ્યાએ તાળીઓ પડાઈ જાય—ગઇ વખતે એવું થએલું-તેના ડરમાં છે. છોકરીઓ પોતાને માટે કાઇક કડક બાબતો કહેવામાં આવશે તેના ડરમાં છે. ભૂલેશ્વર પોતાના ઉત્તમ ભાષણ પહેલા મામાનું ભાષણ થશે તેના

ડરમાં છે—અને આ બધા બનાવથી રાજવંશી રિવાજો અને શિસ્તનું પતન થાય છે એ ચિંતા, અને માતુશ્રી શું કહેશે તેના ડરમાં લોટેશ્વર છે. આમ બધા પોતાની જાતના વિચારમાં છે. માત્ર સુંદરલાલ પોતાના શેઠનો સ્વભાવ અને વચ્ચેથી ભૂલી જવાની ટેવ જાણે છે તેથી શાંત છે. નોકરો નાકની અણી તરફ જોઈ ઊભા છે. છોકરીઓ હોઠ પીસતી ઊભી છે. વાલકેશ્વર ભૂલેશ્વરે રાખી મૂકેલું કૂંડું લેવા જાય છે, તે જોઇ ભૂલેશ્વર સંભ્રમથી મામા પાસે જાય છે અને કૂંડું ઝાલે છે]

ભૂલે : મામા, તમે મને ભાષણ કરવા કહેલું ને?

વાલકે : હું ઘરનો મુખ્ય, એટલે મારે પહેલું કરવું જોઇએ. તારે શું કહેવાનું છે તે કહી દે તો હું મારા ભેગું બોલું, નહિ તો તું પછી બોલજે.

ભૂલે : મારે આ બહેનોના સમાન હક માટે બોલવું છે—

વાલકે : ઠીક, ઠીક, પ્રાણીમાત્રના સમાન હક માટે હું બોલું છું તેમાં બધું આવી જશે. (બધાં એકચિત્ત થાય છે. ભાષણ શરૂ થાય છે.) મિત્રો! આજે તમને બધાને આનંદમાં જોઇ મને ઘણો હર્ષ થાય છે. કેટલાકે ભવિષ્ય ભાખેલું કે આ જાતની ચળવળ—મેળાવડા તમને નહિ ગમે. મારા વિચારની મશ્કરી સુદ્ધાં થઇ હતી. શું તમને હવે આ નથી ગમતું? (સુંદર સામું જુએ છે.) હું તમને હસતાં સાંભળું છું.

[ખરી રીતે કોઈ હસ્યા નહોતાં, પણ સુંદર આંખથી નિશાની કરી સૂચવે છે એટલે પછી બધા હસે છે.]

આપણામાં કેટલાક આની વિરૂદ્ધ હતા. એક તો ખાસ વિરૂદ્ધ હતા. હું આપણા ઠાકોર લોટેશ્વરસિંહ બહાદુરને ઉદ્દેશીને કહું છું. પણ મારી ખાત્રી છે કે (જીવીની સાથે ઊભેલા લોટેશ્વરની તરફ જોઇને) જે છોકરીની સાથે ઠાકોર સાહેબ ઊભા છે તેને એમના જેવા ઠાકોર સાથે ઊભા રહેવામાં જેટલો આનંદ દેખાય છે—(જૂના વિચારની જીવી ધ્રૂજે છે, આંખ્યો ઢાળી નીચું જુએ છે. ત્યાંથી ખસવા પ્રયત્ન કરે છે પણ પાછળ બીજા ઉભેલા હોવાથી ખસવાની હિંમત ચાલતી

નથી. )—એટલો જ આનંદ ઠાકોર સાહેબને એની સાથે ઊભા રહેવામાં પડયો છે એમ એ પોતે કબૂલ કરશે; ત્યારે જ ઊંચ-નીચના મેળાપથી ભેદભાવ જાય તેનો તેમને સંતોષ થશે.

[ જૂના વિચારના નોકરો ડરથી હસતાં જીવી સામે જુએ છે. ડરકણ જીવીને ધરતી માગ આપે તો અલોપ થઈ જાઉં એમ થાય છે અને ધ્રૂજે છે. ]

થોડા સમય માટે તો સમાજના આ અકુદરતી અને બનાવટી પ્રતિબંધો આપણા આ પ્રયત્નથી ઊડી જાય છે. ( સુંદર સામે આંખો પહોળી કરીને જુએ છે. સુંદર નીચું જોઈ રહી નખથી ભોંય ખોતરે છે ) હું ઇચ્છું છું કે એ બંધનો સદાને માટે ઊડી જાય.

[ તબેલાનો એક છોકરો અત્યારે પોતાના જીવનની ધન્ય ક્ષણ અનુભવે છે. વર્ષો જતાં એ મોટો થાય છે, પરણે છે, છોકરાં થાય છે અને એનું શું થયું તેની કોઈને ખબર પણ પડતી નથી. ]

—અને હવે હું બહેનોના સમાન હક માટે બે શબ્દો કહું, ( ભૂલેશ્વર સામે નજર કરી ) જેમાં મારાં મિત્ર ભૂલેશ્વર સંમત થશે. બહેનોના હક માટે ભાષણો કરવાની, લેખો લખવાની કે સભાઓ ભરવાની ભાઈઓએ કે બહેનોએ કાંઈ જ જરૂર નથી. ભાઈઓએ બહેનોને જમાનાઓથી બંધનમાં રાખી એમના હક બધા લૂંટી લીધા છે એમ કહેવું બરોબર નથી. અમે તો સમાન શું પણ વધારે હક માટે ગમે તે ત્યાગ કરવા તૈયાર છીએ અને બોલીએ તે અમલમાં મૂકીએ છીએ. જુઓ, પુરુષોની સમાન થવા માટે મૂછો ઉગાડવા સ્ત્રીઓએ ઠરાવો અને અરજીઓ વગેરે પ્રયત્નોમાં નિષ્ફળતા મેળવ્યા પછી, સમાનતામાં માનતા બધા ભાઈઓએ પોતાના એ હકનો ત્યાગ કરી, મૂછો કાઢી નાખી બહેનોના સમાન દેખાવા યત્ન કર્યો—

ભૂલે : ( તાળીઓ પાડી ) હીઅર હીઅર !

વાલકે : શાંતિ, શાંતિ.

—પણ આ વાત લંબાવવાની અત્યારે જરૂર નથી, હવે એક અંગત વાત કરવાની છે. હું, મારી પુત્રીઓ, મારો ભાણેજ ભૂલેશ્વર,

માસ્તર શોભારામ, એટલા અમે દરિયાની સફરે જઈએ છીએ. અમારો ને તમારો થોડા મહીનાનો વિયોગ થશે......

[ છગન અને ગણુ તાળી પાડવા જાય છે, પણ સુંદરની આંખ જોઇ અટકી જાય છે. ]

...અમે મુંબાઈથી ઉપડી આફ્રિકાનો કિનારો, એનાં શહેરો વગેરે જોતા હિંદી મહાસાગરમાં થઈ, ઑસ્ટ્રેલીઆ તરફ થઇ, અમેરિકા વગેરે જોઇ પાછા આવીશું. તમે એમ ન માનશો કે અમે મોજશોખ કરવા જઈએ છીએ. અમે તો જગતના લોકનાં સુખદુ:ખનો જાતે જોઈ અનુભવ કરવા જઈએ છીએ. મોજશોખની તો હું કેટલો વિરૂદ્ધ છું એ જાહેરમાં બધાને ખબર છે. અમારા જેવા લોક સલૂનો ને નોકરોનું મોટું ટોળું લઈ, કે ખાસ–સ્પેશિયલ–રેલવે ટ્રેન જોડાવી શીતલ ટેકરીઓની સહેલગાહે જઈ લખલૂટ ખર્ચ કરે છે, કે વિલાયત જઈ પૈસા લૂટાવે છે તેની હું તદ્દન વિરૂદ્ધ છું. હું તો મારે માટે નાની આગબોટ ખાસ અલગ લઈ જવાનો છું;–મોજશોખ ખાતર નહિ, પણ શાંતિ ખાતર. હું બોલું છું તે અમલમાં મૂકવાનો છું તેની ખાત્રી રાખજો. આ કારણથી મેં નક્કી કર્યું છે કે મારી દરેક છોકરીને એક એક આયા છે તેને બદલે ત્રણે વચ્ચે એક જ આયા આ સફરમાં આવશે—

[ ત્રણે આયાઓ ચમકે છે. છોકરીઓનાં મોં પડી જાય છે અને ત્રણે ઊભી થઇ જાય છે. ]

સુંદર : પણ સાહેબ !

વાલકેશ્વર : બસ, બસ, મારો નિશ્ચય થઇ ચૂકયો છે; હું અડગ છું.

ભૂલેશ્વર : ખરૂં છે મામા, તદ્દન ખરૂં છે. એમ જ થવું જોઈએ.

વાલકે : હવે બે દિવસમાં તો અમે તમારાથી છૂટા પડીશું. માટે મારા મિત્રો, મારે તમને કાંઈ એવું બોધવચન કહેવું જોઇએ કે જેથી તમારા વિચારને ચારિત્ર્ય ઉન્નત બને; મારી ગેરહાજરીમાં તમે જેના ઉપર મનન કરી શકો. એ બાબતમાં મને એક સૂત્ર યાદ આવે છે.

બહુ વર્ષોથી એ સૂત્ર મારા જીવનને દોરી રહ્યું છે. મારા અંતઃકરણમાં એ કોતરાઈ રહ્યું છે અને તે હું કદી ભૂલ્યો નથી. એ સૂત્ર જ મારો ગુરુ છે. એ સૂત્ર—એ સૂત્ર—( કપાળે હાથ ફેરવે છે ) અરે હું કહેતો હતો એ સૂત્ર—કહેવત–અરે હજી એ મારા ગળામાં જ છે— ( આંખો ઝીણી થાય છે. ચહેરો ગભરાએલો લાગે છે. )

ગુમાન : અરે રામ ! બાપુ એ ભૂલી ગયા લાગે છે.

વાલકે : ( ખૂબ ગભરાએલે ચહેરે ) હું કહેતો હતો એ સૂત્ર ( કપાળે હાથ ફેરવી, માથું હલાવી કાન મસળી, દાંત પીસી ) એ સૂત્ર–

[ બધા ગભરાટમાં પડે છે અને એકબીજાના સામું જુએ છે. ઠાકોરને હિંમત આપવા બધા તાળી પાડે છે, પણ કાંઈ યાદ નથી આવતું. ]

ગુમાન : સુંદર, હવે ?

[ સુંદર સમજી જાય છે. નિશાની કરી નોકરોને વિદાય થવા સૂચવે છે. નોકરો એક પછી એક ચાલ્યા જાય છે. સુંદર શોભારામને મદદ માટે નિશાનીથી બોલાવે છે. બન્ને જણ ઠાકોરને ખૂબ માનપૂર્વક દોરીને બીજા ખંડમાં લઇ જાય છે. ઠાકોર સૂત્રને પકડવા હવામાં હાથ હલાવી બાચકા ભરતા 'આ રહ્યું એ સૂત્ર, મને હમેશ યાદ છે' એમ વારંવાર બોલતા ચાલ્યા જાય છે. ]

ગુમાન : અમારા ત્રણ વચ્ચે એક જ આવા ! ઓ રામ !

લોટેશ્વર : ગુમાનદેવી, હવે તો હું રજા લઉં. પેલી વિચિત્ર જીવલીની મશ્કરી—

ગુમાન : ( ગંભીરતાથી ) એમાં તમારો વાંક નથી.

લોટેશ્વર : જાઉં છું ત્યારે. જુઓ, તમારા બાપુના વિચારોથી મને ઘણો આઘાત થાય છે. હું આ દરિયાની સફરમાં તમારી સાથે નથી એ એક રીતે બહુ સારૂ થયું છે. મારૂં સ્વમાન અને દરજ્જો, તેમજ બા શું કહેશે, એ મારા મોટી ચિંતાના વિષયો છે. ત્યારે હવે હું જાઉં છું. આગબોટ ઉપર મળવા આવીશ. બાય, બાય, ( બીજાઓને નમસ્કાર કરીને જાય છે. )

ભૂલે : કેટલો સ્વાર્થી છે ! જાત સિવાય બીજાનો વિચાર જ નથી ! પણ અરેરે ! મારૂં ભાષણ રહી ગયું.

ગુમાન : હવે રહેવા દે ને તારૂં ટાયલું. અમારે ત્રણ વચ્ચે એક આયા, એટલે અમારૂં શું થશે ?

ભૂલે : એમાં પૂછો છો શું ? હાથે કામ કરજો, બીજું શું ?

ગુમાન : હાથે કામ ? અમારી વસ્તુઓ કયાં મૂકેલી છે તેની અમને કેવી રીતે ખબર પડે ?

ચંપા : ( નરમ ચહેરે ) તમને ખબર છે કે વાળનો અંબોડો માથાની પાછળ બંધાય છે ? પાછળ અમે કેવી રીતે બાંધી શકીએ ?

ચંએલી : સાબુથી મ્હોં ધોયા પછી આંખો મીંચેલી હશે ત્યારે ટુવાલ કોણ આપશે ? ચંપલ કે બૂટ ડાબા જમણી પણ હાથે શોધી કાઢવાં પડશે તેની કેમ ખબર પડશે ?

ગુમાન : પથારીમાં પડ્યા પછી રજાઈ કોણ ઓઢાડશે ? અને સવાર થયું છે તેની કેવી રીતે ખબર પડશે ? ધીમેથી રજાઈ ખેંચીને 'ચાહ થયો છે, દાતણ કરો,' એમ કોણ કહેશે ? મારાં સાડી પોલકું કોણ કાઢી આપશે અને બદલ્યા પછી પાછાં તે વાળીને કબાટમાં કોણ મૂકશે ?

[ સુંદર અંદરના ઓરડામાંથી આવીને પસાર થતો દેખાય છે. ]

ભૂલેશ્વર : કેમ સુંદર, ઠાકોર સાહેબ હવે શાંત થયા.

સુંદર : જી, જરા ઠીક છે.

ગુમાન : સુંદર, જરા મિસ ટોમેટોને મોકલ ને ?

ભૂલેશ્વર : બહેનો, તમે આ સ્થિતિને લાયક છો. (હસીને) મને તમારી જરા પણ દયા નથી આવતી.

ગુમાન : (ક્રોધથી) ભૂલા, તું છાનો રહીશ ? મરેલાંને શું મારે છે ?

ભૂલેશ્વર : (નાકે અંગુઠો લગાડી જીભ કાઢી હસે છે) હું બહુ જ ખુશ થયો છું. મામા ઘણું જીવો. (બને હાથ હલાવી કાખ કૂટે છે) લહેર કરો, બહેની મારી, લહેર કરો ! સાહેબજી ! હવે સૂઈ જાઓ.

સવારે ઉઠાડવા માટે સાથે કૂકડા રાખી સૂજો. (ગંભીર થઈ) અરે ભાષણ તૈયાર કર્યું—અને થયું નહિ! મહેનત છૂટી પડી. મામાને બદલે કોઈ બહારનું હોત તો મહેનતના બદલાનો દાવો કરત. (જાય છે)

[ છોકરીઓને ચીડાવ્યાનો આનંદ બતાવતો જાય છે. છોકરીઓ પોતપોતાના દુ:ખના વિચાર કરતી એકલી બેઠલી છે.]

ગુમાન: (નાની બહેનો ઉપર વાત્સલ્ય બતાવીને થોડા સમય પછી શાંતિનો ભંગ કરીને બોલે છે.) ચંપા, ચંબેલી, બહેન, ગભરાશો નહિ. અહીં મારી પાસે આવો. હું તમારી મોટી બહેન છું. બેસો બહેન. (બન્ને જરા શંકાથી પાસે એક કોચ ઉપર આવી બેસે છે. ગુમાન બન્નેના બરડા ઉપર વારાફરતી હાથ ફેરવે છે.) અત્યારે આપણી મા નથી, પણ હું માની જગ્યાએ છું એમ સમજશો. આ પ્રસંગને આપણો સ્નેહ વધારવાનું સાધન સમજવું જોઈએ. હું તમને બન્નેને દરેક બાબતમાં સહાય કરીશ. મને અત્યારે મારી જાતનો વિચાર આવતો નથી.

ચંપા: (હિમત લાવી) બહેન, એ તો તારા સ્વભાવમાં નથી. એ કેમ બનશે?

ગુમાન: આ તો ફરજનો સવાલ છે. તમારૂં રક્ષણ કરવું એ મારી ફરજ છે.

ચંબેલી: (ચંપાને ધીમેથી) ચંપા, આટલું વહાલ એણે કદી બતાવ્યું નથી. (ગુમાનને મોટેથી પણ વિનયથી) તારો શો વિચાર છે? મોટી બહેન?

ગુમાન: હું એવી રીતે ગોઠવવા ધારૂં છું કે સફરમાં જ્યારે મિસ ટોમેટોની મારે જરૂર ન હોય ત્યારે તમારૂં કામ એ કરવા આવે.

ચંપા: (ચમકીને) ટોમેટોને? ઓ બા!

ગુમાન: (જેનો સ્વભાવ ત્રણેમાં વધારે દૃઢ છે) હાસ્તો, વળી. મોટી બહેન તરીકે મારી આયાને સાથે લેવાનો મેં નિશ્ચય કર્યો છે.

ચંપા : (ચીડાઈને જોરથી પોતાની અને ચંબેલી તરફથી બોલે છે) ગુમાન, તું ખરેખરી સ્વાર્થી છે. દે–ડ–કી !

ચંબેલી : ટોમેટોને તો ઈશ્વર કહે તો પણ વધારાનું કામ કરે નહિ એવી છે. તે અમારે એ માટે આંગળી પણ શેની હલાવે ?

ગુમાન : મને પણ એ જ ડર છે, ચંપા. એથી જ મને તમારે બન્ને માટે બહુ લાગી આવે છે.

[મિસ ટોમેટો પ્રવેશ કરે છે અને આ લાગણીનો પ્રવાહ અહીં અટકે છે.]

ગુમાન : મિસ ટોમેટો, ડાક્ટર સાહેબે કહ્યું તે તેં સાંભળ્યું હશે.

ટોમેટો : હા, બહેન સાહેબ.

ગુમાન : (બીજું કોઈ હોય તો જરા ખુશામત કરીને બોલે, પણ પોતે જરા કઠોર સ્વરે બોલે છે. પોતે કોઈની દબાએલી નથી અને ગમે તેના વગર ચલાવી લેવાની હિંમત છે એવું એના સ્વરમાં દેખાય છે. એના શબ્દોમાં ગુમાન ભરેલું હોઈ નામને સાર્થક કરે છે.) જો,–ટોમેટો, હમણાં હમણાંથી તું કામ ઠીક કરે છે તે મારા ધ્યાનમાં છે. એની કદર મારે કરવી જોઈએ. એટલે મેં એમ નક્કી કર્યું છે કે અમારી આયા તરીકે સફરમાં તારે આવવાનું છે.

ટોમેટો : બહેન સાહેબ, કદર માટે—

ગુમાન : બસ, એટલું જ કહેવાનું હતું. હવે તું જા.

ટોમેટો : બહેન, બીજી બાઇ શોધી લેજો. મારે નોકરી નથી કરવી.

[આ સાંભળી ચંપા અને ચંબેલી નરમ થાય છે. પણ ગુમાન કડક રહે છે. એ પોતાનું મ્હોં એક માસિકમાં રાખી વાંચવાનો ડોળ કરે છે.]

ગુમાન : (માસિકમાંથી મ્હોં જરા ઊંચું કરી) હા, ઘણી ખુશીથી. તું જા.

ચંબેલી : પણ એકાએક આમ કેમ, મિસ ટોમેટો ?

ટોમેટો : હું ત્રણ જણનું કામ કરૂં નહિ. ઠરાવ કરતાં વધારે

કામ હું કદી કરતી નથી. (ગુમાન સામું જોઈ ગુસ્સાથી) બહેન સાહેબ, તમને લાગશે કે આ અપમાન—

ગુમાન : (ચોપડીમાંથી જરા બહાર જોઈને) એક વાર તો કહ્યું કે તું જા.

[ટોમેટો થોડી ક્ષણ વિચાર કરતી ઊભી રહે છે. પછી એકાએક ફરીને જાય છે. એ જાય છે એટલે તુરત ગુમાન ચોપડી બંધ કરીને રડી પડે છે. ગુમાન સારી સુંદર સ્ત્રી છે, પણ આજ સુધી આ રૂદન સિવાય કોઈ સારી કે સુંદર વસ્તુ એણે બતાવી નહોતી.]

ચંપા : (હિંમતથી) ઠીક થયું. તને ખરી માથાની મળી.

[સુંદર પ્રવેશ કરી બીજા ખંડમાં જતો દેખાય છે.]

ચંપા: સુંદર, ટોમેટોએ તો ના પાડી ત્યારે શિવકોરને અહીં મોકલને.

સુંદર : બહેન સાહેબ, શિવકોર કહેતી હતી કે મને દરિયો સદતો નથી, એટલે નોકરી જાય તોપણ સાથે નથી જવું. ખરૂં કારણ તો વધારાનું કામ કરવું પડે એ જ લાગે છે.

ચંપા : (નરમ થઈને) હું ?

ચંબેલી : (હસીને) ત્યારે તો યશોદાબાઈને મોકલ.

સુંદર : એણે પણ કહ્યું કે મને ન ફાવે.

[ગુમાન પાછું ચોપડીમાં મ્હોં રાખી બેઠી છે. અસમાન તૂટી પડે તોપણ પોતાનો ગભરાટ કે નરમાશ પારકાને બતાવવાની એને ટેવ નથી. ચંપા અને ચંબેલી નરમ છે. એમને સુંદર આગળ મન ખોલી ચિંતા વ્યક્ત કરવામાં નાનમ નથી લાગતી.]

ચંપા : વાત તો ખરી જ છે તો. ત્રણનું કામ એક જણ કરવા તે કોણ હા પાડે ?

ગુમાન : (ચોપડીમાં મ્હોં રાખી બેદરકારીથી) સુંદર, મને લાગે છે કે તપાસ કરો તો એવી મળશે ખરી.

સુંદર : (સાવધાનીથી) જી હા, બહેન સાહેબ, મને પણ લાગે છે કે એવી મળશે ખરી.

ગુમાન : (ગુમાન છોડીને પણ હિંમતથી) હં, સુંદર, મળશે તો

ખરીને ? હવે અમારે ઉપડવાને તો બે જ દિવસ રહ્યા. નહિ મળે તો શું કરીશું ?

ચંપા : (દયા ઉપજે એવું મોઢું કરી) સુંદર, તું ધારે તો તરત શોધી શકે.

સુંદર : ( જરા અચકાતે ) આપણા નોકરવર્ગમાં એવી એક મારા ધ્યાનમાં છે.

ગુમાન : હેં, હેં--(સુંદર નીચું જોઈ રહે છે, એના મુખ ઉપર શરમ દેખાય છે.)

ચંબેલી : (આતુરતાથી) આયાનું કામ કરી શકે એવી ?

સુંદર : મને લાગે છે કે તમારે એવી બાઈની જ જરૂર પડશે. તમે એને બોલાવી જુઓ નો શો વાંધો ?

ગુમાન : હા જરૂર, જા, જઈને મોકલ. ( સુંદર જાય છે ) ( બ્હેનો તરફ જોઈને ) તમને થાક લાગ્યો હોય તો જાઓ, જરા આડાં પડો.

ચંબેલી : ઓહો, અમને કાઢવાં છે ? અમે પણ તારી ચાલબાજી સમજીએ છીએ, ગુમાન.

ચંપા : (ધાંટો કાઢીને) અમે નહિ જઈએ. સમજી. અહીં જ બેસીશું. અમારા એમાં બે ભાગ છે, સમજી. ( બન્ને મ્હોં ચડાવી ત્યાં બેસી રહે છે. સુંદર જીવીને લઈને પ્રવેશે છે. )

સુંદર : આ છોકરી, બ્હેન સાહેબ, (જીવી ભયભીત દેખાય છે.)

ચંબેલી : અરેરે ! આ ? (ત્રણે જણ આ કામમાં નહિ આવે એમ ધારતાં હોય એવાં મુખ કરે છે).

ગુમાન : ગભરાઈશ નહિ. છોકરી, આમ આવ. સુંદર, આ શી ન્યાત છે ?

[ જીવી સુંદર તરફ ઢીલે મ્હોંએ જુએ છે. ]

સુંદર : મારી ન્યાતની જ છે, બહેન સાહેબ. દેખાવમાં સારી,

સ્વચ્છ અને સુઘડ છે. જો કે રીતભાતમાં હજી ગામડાની છે, પણ—(જરા આંખ નીચી કરી) એનું હૈયું સોનાનું છે.

ગુમાન : હાલ કયા કામ ઉપર છે, છોકરી ?

જીવી : હેરા ફેરા, બુન શાબ.

ગુમાન : શું ? ખાલી ફરવાનું ?

સુંદર : સીધું સામાન અને કોઠારવાળાં મહાકોર ડોશીની એ ભત્રીજી છે. સીધું કાઢી રસોડામાં આપવું, સાફ કરવું, ઝાડવું વગેરે જે કામ અને આંટાફેરા ડોશી બતાવે તે કરવાના.

ગુમાન : હં—સમજી, સુંદરની તારા ઉપર મહેરબાની જણાય છે.

[ સુંદર નીચું જોઇ રહે છે પણ ટટાર થઇ ઊભો રહે છે. જીવી ગુમાન તરફ અને સુંદર તરફ વારા ફરતી, બીકમાં જોતી બોલવા યત્ન કરે છે, પણ અટકી જાય છે. ]

જીવી : બુન શાબ—

સુંદર : (અચકાતો) મારા જેવાની તે વળી મહેરબાની શી ?

ગુમાન : ઠીક ઠીક. સુંદર, તારો વિવાહ થયો છે ? જીવી તો કુંવારી હોય એમ જણાય છે.

સુંદર : એ વાત જવા દોને બહેન સાહેબ. પણ મહાકોર કાકીની ઇચ્છા એવી ખરી કે આ છોકરીને હું ગંભ ળું તો પોતે હરિભજનમાં જ જીવ રાખે. એમણે હવે બહુ નોકરી કરી.

[ જીવીને આ શબ્દોથી આનંદના રોમાંચનો અનુભવ થાય છે. ]

ગુમાન : તું ખાત્રી આપે તો ઠીક છે. પણ મને લાગે છે કે એ કામ નહિ કરી શકે.

સુંદર : એનો સાદો દેખાવ અને ગામડીઆ રીતભાત છતાં પણ અંદર નિર્મળ સ્વભાવ અને સ્ત્રીત્વના અજોડ ગુણો છુપાએલા છે.

ચંપા : એ ગુણોથી અમારૂં શું વળે ? એ કંઈ અમારી નોકરી બરોબર ઉઠાવે ?

સુંદર : આપને ખબર નહિ હોય કે આપની આયાઓ આની પાસે આવીને માથાં ઓળાવી જાય છે !

[ ત્રણેને રસ પડે છે. ]

ગુમાન : મિસ ટૉમેટોના વાળ શું આ ઓળે છે ?

જીવી : બુન શાબ, ઓંય તો ઠીક, પણ સગાંવ્હાલાંમાં મળવા જવું હોય તો પણ મારી પાહે વાળ હોળાવી જાય છે.

સુંદર : ( કંટાળીને પણ ગુસ્સો કર્યા વગર ) જીવી, તારી બોલી હજી ન સુધરી.

જીવી : અને આ તમારા ભિનરેલા કબજા લાવે સે તે હું ઇંઓને હકેલીને દરખા ધાલી આલું સું.

સુંદર : (બહેનોને પસંદ નહિ પડે એ બીકથી) શું બોલે છે ! દરખા ધાલી આલું છું ! એ શું ?

જીવી : ઇયોને, દમા કરી હજડ બેહાડું સું.

ગુમાન : ઠીક, ઠીક, હું એને પસંદ કરૂં છું.

ચંબેલી : અમે બન્ને એને પસંદ કરીએ છીએ. જીવી, તારો દરજ્જો ચઢ્યો. હવેથી તું આયા થઇશ.

જીવી : મારૂં પુરવ ભવનું હારૂં કરમ, બુન શાબ.

ચંપા : અમે તો તારો દરજ્જો ચઢાવીએ છીએ.

સુંદર : એનું ભવિષ્ય સુધરશે.

ગુમાન : ત્યારે જીવી, જા, મહાકાર ડોશીને પૂછીને આવ. (જીવી આનંદથી હસે છે) પણ જીવી, તને દરિયો તો સદે છે ને ?

જીવી : (ગભરાઇને સુંદર સામું જુએ છે) પણ–તમે જવાના સો ?

સુંદર : ના.

જીવી : ત્યારે બા, મારી યે ના.

ગુમાન : તારે આવવું જ પડશે.

જીવી : એકલી તો બા નૉ આવું.

ચંપા : તને કોણ ખાઈ જાય છે ? ડરે છે શાની ?

ગુમાન : બેવડો પગાર લેજે.

જીવી : ના, બા.

ગુમાન : (ગુસ્સાથી) જા, અહીંથી ચાલી જા. (જીવી જાય છે) સુંદર, તારે એને જરા કડક રીતે સમજાવવી જોઇએ.

સુંદર : મને પહેલેથી બીક હતી કે એ આમ કહેશે; અને બહેન સાહેબ, ખરૂં તો એકે એની સંભાળ મારે રાખવી પડે છે, એટલે મારાથી એને છુટી કેવી રીતે મુકાય ? અને મારે મુસાફરીએ સાથે આવવાનું કાંઈ નક્કી નથી, એટલે હું એને ખોટી આશા કેવી રીતે આપું ?

[ સુંદર બહાર જવા માટે ફરે છે એટલામાં ઠાકોર સાહેબ ગુસ્સાથી ધાંટાધાંટ કરતા પ્રવેશ કરે છે. ]

વાલકે : લુચ્ચો ! ચોર ! બદમાશ ! ગધેડો !

ચંબેલી : શું છે,—શું થયું બાપુ ?

વાલકે : મારી તહેનાત માટે છગનીઆને આવવાનું કહ્યું ત્યારે તેણે સાફ ના પાડી અને બોલ્યો કે ત્રણને બદલે એક આયા લેવાની છે એટલે મને કાંઈ વધારાનું કામ બતાવો કે સાલ્લા ધોવાના કહો તો ?

ચંપા : (જનાંતિક) હાશ, સારૂં થયું.

ગુમાન : બાપુ, તમારે એ કારણથી નોકર વગર આવવું પડે તેના કરતાં અમને ત્રણે આયાઓને લેવા દ્યોને.

વાલકે : બીલકુલ નહિ. સુંદર, કોઈ આયા સાથે આવવા વાંધો ન લે તેવો નોકર મારે માટે શોધી કાઢ.

સુંદર : ઓછું કામ કરવાની ટેવ અને દરિયાઈ સફરમાં સોબત નહિ એટલે બધા આમ કરે છે. માણુસ માફક તો આવવો જોઈએ ને ? ગમે તેવાને શું કરીએ ?

વાલકે : ગમે તેવો યે ચાલશે. (બબડે છે) છગનિયો ! મૂર્ખ ગધેડો !

[ ચંપા ગુમાનના કાનમાં કાંઇ વાત કરે છે. ]

ગુમાન : (ભ્રૂકુટિ ચડાવી) શું? હું એક નોકર પાસે યાચના કરૂં? કદી નહિ. ભલે ગમે તે થાય.

ચંપા : ભલે તું વીંછીનો આંકડો ચડાવેલો રાખ. હું કહીશ. ( સુંદરને ) સુંદર, ગમે તેવો માણસ આવે અને બાપુને તકલિફ પડે એ તારા જેવાને કેમ નથી લાગતું? બાપુ માટે શું તારી લાગણી જતી રહી? બાપુ માટે તો ગમે તેવો ત્યાગ કરવા, દુઃખ વેઠવા તૈયાર છે એમ ઘણી વાર તું બોલે છે. એમનો સ્વભાવ તારા જેટલો કોઇને ખબર નથી. તું ઘરના જેવો જ છે અને સ્વતંત્ર આગબોટમાં દરિયામાં બીજું કોણ જોવાનું છે! આ તો માત્ર બેત્રણ મહિનાનો સવાલ છે. તો તું પોતે—( અચકે છે ) તું—બાપુની અંગત તહેનાત માટે—( સુંદર ચમકીને ટટાર થાય છે )—તને ખોટું તો નહિ લાગે ને? (સુંદર મૌન રાખે છે.)

ચંપેલી : ( સુંદરને ) અને આ જીવ ના પાડે છે તેને કેટલો આનંદ થશે એનો તો વિચાર કર! બધી ગૂંચ આપોઆપ ઉકલી જશે.

[ સુન્દર લાગણીવશ થવા છતાં દાઢીએ હાથ ફેરવતો મૌન રાખી રહે છે. ]

ગુમાન : ( પહેલી વિનંતી બીજાએ કરી એટલે હવે હોશિયારી બતાવતાં ) સુંદર, તને ઠાકોર સાહેબ માટે આટલું બધું માન અને લાગણી છે તો એમના સમાનતાના આવા ભયંકર વિચાર છે તે જાણવા છતાં ગમે તેની સાથે એકલા જવા દેવા તને રુચે છે?

સુંદર : ( અત્યન્ત લાગણીવશ થઇ આમતેમ આંટા મારતા ઠાકોર પાસે જઇ બોલે છે ) સાહેબ, માણસ મળ્યો છે.

વાલકે : ( આનંદથી ) હેં! આટલી ઝડપથી? કોણ છે? ક્યાં છે?

સુંદર : ( નીચું મોઢું કરી પોતાની જાતને બતાવી ) હું જ.

વાલકે : ( હર્ષથી પહોળાં નેત્ર ) હે, હેં, હેં?! તું પોતે જ? સુંદર, ખરેખર તું બહુ ભલો છે. તેં મને મોટી મુશ્કેલીમાંથી બચાવ્યો છે.

ચાલ, ચાલ, પેલા છગનિયાને કહીએ. છગનિયો હવે જખ મારે છે. ચાલ, એમાં તારો દરજ્જો નીચો થશે એવો ખ્યાલ ન લાવીશ; ચાલ.

[ બન્ને જાય છે. પણ ચંપા સુન્દરને પાછો બોલાવે છે અને ખુશામત કરવા હાથ પકડવા જાય છે. ]

ચંપા : સુંદર, તને ખોટું તો નથી લાગ્યું ને?

સુંદર : બહેન સાહેબ, ( હાથ પાછો ખેંચતાં ) હવે હું એક સામાન્ય નોકર છું.

ચંપા : કહે, કહે, ખોટું તો નથી લાગ્યું ને? આગબોટમાં આપણે ઘરના જ છીએ. બહારનું કોઈ નથી.

સુંદર : બહેન સાહેબ, ઠાકોર સાહેબ જેવા રાજવંશીને ત્યાં આટલો વિશ્વાસપાત્ર બની આટલે દરજ્જે હું ચડ્યો. હું ગરીબ બ્રાહ્મણનો છોકરો અને બાપા શાસ્ત્રી હતા તથા ગોરપદું કરતા, તેમાંથી મારે આ દહાડો આવ્યો. જીવી સાથે છે અને આપે તમારી મહેરબાની મેળવી છે તો ભવિષ્ય મને ઉજળું દેખાય છે. અને કોઈ વખતે મારા જીવનની ધન્ય ક્ષણ પણ આવશે બાકી હું નોકર છું, રાજવંશી નથી. એટલે ઠાકોર સાહેબ મને સરખો માનવા માગે તોપણ હું છું તે જ છું, મારી સ્થિતિમાં મને આનંદ છે.

ચંબેલી : પણ બાપા કહેતા હતા તેમ આપણે નૈસર્ગિક સંજોગોમાં આવીએ—કુદરતી જીવન ગાળીએ.....

સુંદર : તો પછી બધું તે સંજોગો પ્રમાણે ગોઠવાય. સંજોગો બદલાય તો સરદાર તે મુજબ શોધવો પડે. આજે શેઠ હોય, તે તે વખતે શેઠ ન પણ હોય. આજના નોકરો તે વખતે નોકરો ન પણ રહે. પણ એ બધું અત્યારે અસ્થાને છે. એ કાંઇ આપણે નક્કી ન કરી શકીએ. એ તો કુદરત પોતે જ નક્કી કરે.

ગુમાન : ઓ–હો! તેં તો આ બદ્ધા વિચાર બારીકીથી કર્યા જણાય છે.

સુંદર : વિચાર કરવાની મને ટેવ છે, બહેન સાહેબ.

ગુમાન : ( વિચારમાં પડેલી હોય એવું મુખ કરી ) હે, સુંદર, ત્યારે તું આ તકલિફ વેઠવા તૈયાર થયો તે અમારી ખાતર? બાપુનો માનમરતબો ને દરજ્જો જળવાય એટલા માટે?

સુંદર : એમ કહો, કે એક રાજવંશ ખાતર. સામાન્ય માણસે રાજવંશીની સેવા કરવી એ ઈશ્વરી આદેશ છે.

ચંપા : હવે રહેવા દે ને ગુમાન. આપણે માટે આટલું કરે છે તેને નકામા સવાલ પૂછી દુભવે છે! આપણે આ ઉપકારની લાગણી બીજી કઈ રીતે વ્યક્ત કરીએ? ( પણ ગુમાનના મનમાં અનેક વિચારો ઘોળાયા કરે છે. )

સુંદર : બહેન સાહેબ, તમે જે સંજોગોમાં છો તેનું કર્તવ્ય કર્યા કરો એટલે ઉપકાર વ્યક્ત થયો માનીશ. બહેન સાહેબ, તમે રાજકુંવરી છો તો રાજકુંવરી જ રહો; અમે અમારી સ્થિતિમાં રહીએ; અમારા હાથ નીચેના અમારાં હુકમમાં રહે; એ સમાજનો ક્રમ. હું તો જૂના વિચારનો છું તે તમે જાણો છો.

[ જાય છે. ત્રણે બહેનો થાકથી ઓશીકાં લઈ કોચમાં પડે છે.]

ચંબેલી : ( ગુમાનને ) એઈ સ્વાર્થી! જરા પગ તો સંકેલીને બેસ. હું થાકીને ચીંથરૂં થઈ ગઈ છું.

[ ગુમાન બીજા કોચ ઉપર જઈ ચોપડી વાંચતી બેસે છે. ]

ગુમાન : ( ગંભીર વિચારમાં નિમગ્ન થઈને ) મને નવાઈ લાગે છે. એ બોલ્યો એમાં શો હેતુ હશે? સંજોગો પ્રમાણે બધું બદલાય એનો શો અર્થ?

ચંપા : હવે માથાકૂટ છોડીશ. ( બગાસું ખાઈને ) મને તો ઊંઘ આવે છે.

ગુમાન : મને એ વિચાર આવ્યા જ કરે છે. 'શેઠ હોય તે શેઠ ન પણ રહે; નોકરો નોકરો ન પણ રહે.' આમાં કાંઇક ઊંડો અર્થ જણાય છે.

ચંબેલી : ઓ બહેન, હવે છાની રહે. કુદરત ઉપર બધું છોડી દે. કુદરત એ બધું નક્કી કરશે.

ગુમાન : પણ મને આશ્ચર્ય–

[ એના હાથમાથી ચોપડી સરી પડે છે. આશ્ચર્યનું એને શું કારણ, પણ ભાવોનો ક્રમ એને ખબર પડે તો આશ્ચર્ય જરૂર લાગે. ત્રણે ઊંઘવા માંડે છે. ]

સુંદર : ( પ્રવેશ કરી બીજા ખંડમાં જતાં બબડે છેઃ )

गात्रे गिरा च विकल श्चटु मीश्वराणां
कुर्वन्नयं प्रहसनस्य नटः कृतोसि ॥
तं त्वां पुनः पलित कर्णकभाज मेनं
नाटयेन केन नटयिष्यति दीर्घमायुः ॥

[ પડદો પડે છે. ]

## પ્રથમ અંક સમાપ્ત

બે મહિના પછી, મહાસાગરના એક નિર્જન બેટનો દેખાવ આવે છે. આપણા વીર સફરીઓની આગબોટ એ બેટ આગળ ભાંગી ડૂબી ગઇ હોય છે.

પડદો ઉપડ્યા પછી ખરા સમુદ્રને ઢાંકી દેતો વાંસ અને તાડનાં વનનો સમુદ્ર નજરે પડે છે, સુંદર અને શોભારામ ઘડીમાં અહીં, ઘડીમાં તહીં વાંસના વનને કાપતા જણાય છે. એક નાની ટેકરીની બાજુમાં બે પડખે ટેકરીથી ખૂણો પડે તેવી જગ્યાએ વાંસની ભીંતોથી બાકીની બે બાજુ બનાવીને એક ઝૂંપડી અરધી બંધાતી દશામાં દેખાય છે. ઝૂંપડી અને દરિયાની વચ્ચેનાં વાંસ અને તાડનાં ઝાડ થોડાં કપાયાથી દૂર દરિયો નજરે પડે છે અને તેમાં ડૂબેલી આગબોટનો ધૂપદંડ માત્ર દેખાય છે. એ કમનસીબ નૌકાના બીજા ભાગ સમુદ્રને તળીએ બેઠેલા છે. સુંદર અત્યારે એક નાવિકના વેશમાં અનેક કામમાં રોકાએલો જણાય છે. એનું મુખ, આંખો વગેરે બધું એનું એ જ છે એમ લાગતું છતાં એમાં કાંઇ અપૂર્વ તેજ હોય એમ જણાય છે. એની ઓળખાણ આપતાં આપણે જોયું કે એની વર્તણૂક, દેખાવ વગેરે બદલવા માટે કોઇ ચમત્કારની જરૂર પડે. એ ચમત્કાર જાણે આવતો હોય એમ જણાય છે. એના ભાગ્યને ચડાવવા માટે જાણે કોઇ ચમત્કાર બનતો હોય એનું સૂચન કરતા એના વાળ, તેલથી ચોંટી શાંત પડી રહેવાને બદલે, કોરા થઇ હવામાં સ્વતંત્ર ઊડી રહ્યા છે. ડર વગર લડતા વીરની પેઠે એ કુહાડીથી વાંસ કાપ્યે જાય છે. એના ઘાથી, ચીસ પાડી પડતા દુશ્મનોની પેઠે, મોટા અવાજ સાથે

વાંસ પડે છે. હજી એણે વન કાપવામાં કાંઇ ભારે કુશળતા મેળવી નથી. એથી એને વાગે છે, કાપા પડે છે, લોહી નીકળે છે; પણ પહેલાંની પેઠે જંતુનાશક દવા રેડી પાટા બાંધવાને બદલે એ ઘાની દરકાર રાખ્યા વગર ધૂળથી એને ઘસી નાખે છે. ઘા ધોવા જેટલો અત્યારે એને વખત નથી. દેશની ટેવો હજી કાયમ છે, એટલે લાકડાના નાના કકડા એક બાજુ ગોઠવવા. થાળીમાં જમણ લઇને જતો હોય એવી ઢબથી, હજી પણ જતો હોય છે. જૂની ટેવો અને દાસત્વ કાંઇ એક દિવસ કે મહિનામાં ઓછાં જ જાય છે? પરન્તુ એ જતું હતું એનું એને ભાન પણ નહોતું.

કોઇ ઝાડ પડે તેનો અવાજ અને દરિયાનો એક સરખો ઘુઘવાટ એ સિવાય બીજો કોઇ અવાજ અહીં કાને પડતો નથી.

ઓએ આ કારણથી ભયભીત અવસ્થામાં એક મોટા પત્થરની બાજુમાં ગૂંચળું વળીને બેઠા છે. અત્યારે દરેક રીતે અને દરેક વાતે જાણે ઘરથી એ બધાં દૂર દૂર છે એમ લાગતુ હતું. છત્રીસ કલાક પહેલાં એમને જે પહેરાય તે પહેરી લઇને જીવ બચાવવા માટે હોડીમાં કૂદી પડવાને માટે ત્રણ મિનિટનો વખત આપવામાં આવ્યો હતો. કોઇ પણ આયાની મદદ વિના આટલી ઝડપથી તૈયાર થવાનું આવ્યું હતું. આ કિમતી ક્ષણોનો બરાબર લાભ એમણે લીધો હોય એમ લાગતું નહોતું. જોડા તો કોઇએ પહેર્યા જ નહોતા, તેમ ચંપલ પણ નહોતાં લીધાં. વિષુવવૃત્ત ઉપર આવેલા આ પ્રચંડ સૂર્યથી તપતા બેટનો જો તેમને ખ્યાલ હોત તો કદાચ પહેલાં બૂટ જ પહેરી લેત. ભરતભૂમિને તો એમના કોમળ પાદનો સ્પર્શ અનુભવવાનું ભાગ્ય પ્રાપ્ત થયું નહોતું, કારણ ઘરમાં ચંપલ અને બહાર બૂટ સિવાય એમનાં પગનાં તળીઆં માત્ર પલગમાં જ ખુલ્લાં થતાં. આ નિર્જન બેટ એ રીતે તો ભરતભૂમિ કરતાં વધારે ભાગ્યશાળી હતો. કપડાં તો ઠીકઠીક લીધાં હોય એમ લાગતું હતું. પણ એમાં ઘણાંખરાં તો હોડીમાં બેઠા પછી ડૂબતી આગબોટમાંથી ઇનામ તરીકે નંખાએલાં

હતાં. એમણે પોતે તો લીધાં નહોતાં જ. ગુમાનદેવીનો મીણીઆનો કોટ અને છત્રી, ચંપેલીનું ગરમ સ્વેટર અને એક ટુવાલ, એટલું પાછળથી મળી આવ્યું હતું. ચંપાએ ભૂલાભાઇનો એક સુતરાઉ ઓવરકોટ પહેરેલો હતો. એ એને બે હાથે પકડીને બેઠી હતી, કારણ કે એ સ્લીપિંગ સૂટમાં સૂઈ રહેલી તે ગભરાટથી હોડીમાં કૂદતી વખતે સાડી લેવી ભૂલી ગઇ હતી. એ કોટ તે ભૂલાભાઇને પાછો આપવા માંગતી નહોતી. બાથ રૂમમાં પહેરવાનાં બનાતનાં બૂટ ભરતીમાં બે જોડ તણાઇને આવેલાં તે ત્રણ જણ વચ્ચે હતાં. વાળ જકડી રાખવાની પીન ન હોવાથી વાળ હવામાં ઊડી રહ્યા હતા.

એમની પાસે ઊંધી પાડેલી ડોલ (બાલદી) ઉપર ભૂલાભાઈ બેઠા હતા. એ ડોલ પણ ભરતીમાં ડૂબેલી આગબોટમાંથી તણાઈ આવેલી ચીજોમાં આવી હતી. ભૂલાભાઈ અરધાં રાત્રીનાં અને અરધાં દિવસનાં કપડાંમાં સજ્જ હતા. ત્રણે સ્ત્રીઓ ઉદાસ લાગતી હતી અને આંખો રડેલી હોય એવી લાગતી હતી. પરંતુ આખી ટોળીમાં માત્ર એકલા ભૂલાભાઇ આનંદી લાગતા હતા. એ આનંદ આ દુઃખી લોકને ઉત્સાહપૂર્ણ કરવાની લાગણીને લીધે નહોતો, પણ ચાલુ પ્રવાહમાં તણાવાની અને દુઃખ સહન ન કરવાની મૂળ ટેવને લીધે, ન છૂટકે, હોય એવો દેખાતો હતો. ઝાડ ઉપરથી પડતી ચીજોથી ચમકતી સ્ત્રીઓની પાસે બેઠોબેઠો એ કાંઈ વાંચતો હતો અને ભય તથા નિરાશાથી ફાટેલી આંખે એ ત્રણે જણ એને સાંભળતાં હતાં.

ભૂલેશ્વર : ( ડૂબેલી આગબોટમાંથી બચેલી એકની એક ચોપડીના છેવટના કોરા પાના ઉપર લખેલું વાંચતાં ) જુઓ મેં આ પ્રમાણે લખ્યું છેઃ "બચાવો, બચાવો, કોઈ બચાવો. અમે નિર્જન બેટ ઉપર આવી પડેલાં છીએ. મુંબાઈ નિવાસી પ્રસિદ્ધ ઠાકોર સાહેબ નામદાર વાલકેશ્વરસિંહ સફરે નીકળેલા તેવામાં અમારી આગબોટ મહાસાગરની મધ્યમાં ભયંકર વાવાઝોડા અને દરિયાઇ તોફાનમાં સપડાઈ. કેટલેક દિવસે એક પરવાળાના બેટને

અથડાઈ અમારી સ્ટીમર ભાંગીને ડૂબી. એમાં અમે આટલા જણુ બચ્યા છીએ: ઠાકોર ભૂલેશ્વરસિંહ બહાદૂર, શોભારામ માસ્તર, રાજકુમારીઓ ગુમાનદેવી, ચંપાદેવી અને ચંબેલીદેવી, અને બે નોકરો. ખારવાઓએ બહુ બહાદૂરી બતાવી અમને પહેલા હોડીમાં બેસાડીને બચાવ્યા. પછી એમનું શું થયું તેની અમને ખબર નથી. પણ અમે ભયંકર સ્થિતિમાં છીએ. પૂરાં કપડાં પણ નથી. રાત્રે સ્ટીમર ડૂબતાં અંધારામાં જે કપડાં હાથ લાગ્યાં તે......

ગુમાન : મહેરબાની કરીને કપડાંનું વર્ણન ન લખીશ.

ભૂલેશ્વર : ...તે લઈને મહામહેનતે કિનારે પહોંચ્યા. અમારી ટોળીમાં માત્ર એક જ જણનો વિયોગ થયો છે તે નામદાર સરદાર ઠાકોર વાલકેશ્વરસિંહ પોતે. એમણે દરિયામાં પડેલા અને ડૂબતા એક નોકરનો જીવ બચાવવા પોતે પડતું મૂકીને જીંદગી જોખમમાં નાખી.

[ સ્ત્રીઓની આખમાં શોકનાં આંસુ ચાલ્યાં જતાં હતાં, પણ આ સાંભળી એમણે આંખો લોહીને ઊંચે જોયું. ]

ચંપા : અરે ભૂલાભાઈ, ખરી રીતે તો સુંદરે બાપુનો જીવ બચાવવા દરિયામાં પડતું મૂકી પોતાનો જીવ જોખમમાં નાખ્યો હતો.

ભૂલે : ( પોતાની ચતુરાઇ બતાવતાં ) ઠીક ઠીક, હવે. તમે જાણો તો છો. મામા મૂર્ખાઈથી પોતે પહેલા બચી જવા સૌથી પહેલાં હોડીમાં કૂદી પડવાના ગભરાટમાં અકસ્માતથી દરિયામાં પડ્યા. પણ આ હકીકત મુંબાઇનાં કે બીજાં શહેરોનાં છાપામાં છપાય ત્યારે, તમે જાણો છો ને કે, એક રાજવંશીનું કેવું દેખાય?

ગુમાન : ( જેનામાં રાજવંશીની દીકરીના સોએ સો ટકા ગુણ હતા ) ઠીક અક્કલ વાપરી હોં, ભૂલાભાઈ.

ભૂલે : ( ખુશ થઇને આગળ વાંચે છે )...રાત્રે તો ભયંકર જંગલી પ્રાણીઓના અવાજ અને નાગની ડાકલીઓ અમને બીકથી મારી નાખે છે. ( આ વાક્યથી સંતોષ ન થતાં સુધારે છે ) સ્ત્રીઓને અત્યન્ત ભયથી મારી નાખે છે. આની સામે થવા માટે એક કુહાડી

અને એક છરા સિવાય અમારી પાસે કાંઈ હથીઆર નથી. બેસવા માટે દરિયામાં તણાઈ આવેલી માત્ર એક ડોલ છે.

ગુમાન : ( જરા હસીને ) અને ભૂલાભાઈ એના ઉપર બિરાજ્યા છે.

ભૂલે : ચૂપ! જરા શાંત રહીશ? ...આ ભયમાં વધારો કરવા રાત પણ અહીં જલદી પડતી હોય એમ લાગે છે, અને જંગલી જનાવરો પણ રાત્રે જ બહાર નીકળીને બોલે છે.

ગુમાન : પગ ઉઘાડા હોવાથી જળો પગને કરડી લોહી ચૂસે છે એ લખ્યું છે?

ભૂલે : ના, નથી લખ્યું. આટલું બસ. હવે છેડો આવે છેઃ અમને કોઈ બચાવો, નહિ તો અમારો નાશ થશે. એ માટે ભારે ઈનામ આપીશું. સહી દા. ભૂલેશ્વરસિંહ, આ નાની ટોળીનો સરદાર." જુઓ, આ સુંદરના ગજવામાં ભગવદ્‌ગીતાની એક ચોપડી એણે રાખી લીધેલી તેનું છેલ્લું કોરું પાનું ફાડી લઈ બધું લખ્યું છે. સુંદર વળી ભગવદ્‌ગીતાનો મોટો વાંચનારો થઈ ગયો છે! હવે હું આ એક બચાવેલી શીશીમાં આ કાગળને મૂકી ઉપર ડાટો મારીને દરિયામાં ભરતી વખતે મૂકી દઈશ.

[ મૂળ ટેવ પ્રમાણે સૂત્રની છટાથી બોલે છે ]

સમય અને ભરતી કોઈની રાહ જુએ નહિ. ભરતીને આ ટપાલ સોંપું છું.

[ દુઃખ અને શોકને લીધે કોઈએ આ સૂત્રને વખાણ્યું નહિ એટલે અસલની રીત મુજબ તે સુંદરને બોલાવે છે અને સુંદર એમ સમજે છે કે સ્ત્રીઓ કાંઇ ભયમાં હશે, તેથી કામ મૂકી તુરત આવે છે ]

સુંદર : શું, કાંઈ થયું?

ભૂલે : ના, ના. હું તો એમ કહું છું કે આ ભરતી એક પોરટમૅન છે. એ આપણા બેટ આગળ ટપાલ માટે દિવસમાં બે વાર આવે છે.

સુંદર : ( પહેલાંની પેઠે હસતો નથી. કડક આંખ કરીને ) ઓહો, એ જ કે?

[ ભૂલેશ્વર આથી જરા નિરાશ થાય છે. ]

ભૂલે : બીચારો સુંદર. એની સમજશક્તિ ગઈ હોય એમ લાગે છે. ચાલ ચંપાબહેન, જરા ફરીએ.

[ ચંપા ઉપર પોતાને વધારે સ્નેહ હોવાથી એને લઇ પોતે ફરવા જાય છે અને ટેકરીની પાછળ અદૃશ્ય થાય છે. ]

ચંબેલી : કેવી ભયંકર શાંતિ છે!

ગુમાન : ( અવાજથી ડરવાને લીધે ) શાંતિ હોય ત્યારે જ સારૂં લાગે છે.

ચંબેલી : ગુમાનબહેન, કહે છે કે જંગલી જનાવરો જે વેળા હુમલો કરવા આવે છે તે પહેલાં તે ઘણાં શાંત હોય છે. એટલે શાંતિ ભયંકર છે.

ગુમાન : ના, ના. હમણાં જરા તું શાંત રહે. ( મોટો અવાજ થવાથી ચમકે છે. ભય છુપાવીને ) ના, ના, એ તો સુંદરે ઝાડ પાડ્યું તેનો અવાજ હશે.

ચંબેલી : ગુમાનબહેન! (ભયગ્રસ્ત ચહેરે) ચાલો, ચાલો. આપણે એની પાસે જઇને બેસીએ.

ગુમાન : જા, જા. હવે; મને બીક લાગે છે તે એક નોકરને જાણવા દઉં? કદી નહિ.

ચંબેલી : ( બીકથી ગુમાનની સોડમાં ભરાતી ) સારૂં ત્યારે, નહિ. ( થોડી વાર વિચાર કરી ) હું તો જઉં છું. ( જાય છે. ગુમાન એકલી પડે છે. )

[ ગુમાન બધામાં વધારે હિંમતવાળી છે, તેમજ બધામાં વધારે અભિમાનથી ભરેલી છે. પણ એણે ધાર્યું હોય છે કે આ લાકડી છે કે પાંદડું છે, પણ પછીથી તે વસ્તુ ધીમે ધીમે હાલતી ચાલવા

માંડે છે ત્યારે એ પોતાનું અભિમાન અને સ્વમાન ભૂલી જાય છે અને ચીસ પાડે છે. ]

ગુમાન : ( કાંઇ ખખડાટ થવાથી ભયથી ) સુંદર ! સુંદર !

[ સુંદર હાથમાં કુહાડી લઈને આવે છે ]

સુંદર : કેમ બોલાવ્યો, બહેન સાહેબ ?

ગુમાન : ના ભાઈ, મેં બોલાવ્યો ? હું શા માટે બોલાવું ?

સુંદર : મારી ભૂલ થઈ હશે ત્યારે. (જરા અચકીને) જો તમને એકલાં બીક લાગતી હોય તો—

ગુમાન : મને બીક લાગે ? બીલકુલ નહિ. તું જા.

[ પણ અંદરથી એ ન જાય એમ ઈચ્છતી હોવાથી એ ત્યાં જ એની સામે કાંઈ કામ લઇ બેસે છે તે એને ગમે છે. સુંદર વાંસડા ખસેડતો, ગોઠવતો, ઝૂંપડીની ભીંત બાંધવા વાંસડા પસંદ કરતો, નાના સૂકાં લાકડાના કકડા એક બાજુ ગોઠવી ઢગલો કરતો, ત્રણ પથરા ગોઠવી ચૂલો ગોઠવતો, ચૂલામા લાકડા ગોઠવતો વગેરે અનેક કામ અટક્યા વગર આરામ વગર કરતો દેખાય છે. શોભારામ ઝૂંપડીની અંદર રહી ભીંતના વાસડા બરોબર ગોઠવી વેલાથી બાંધતા, અને બે બાજુની ટેકરીની બાજુઓ ઘસીને સરખી કરતા હોય છે. ]

ગુમાન : સુંદર, જરા શાંતિથી—ધીમેથી કામ કરે તો ઠીક.

સુંદર : બહેન સાહેબ, ( મોઢા ઉપરથી વાળ ખસેડીને ) હું એ સમજું છું, પણ આ શાંતિનો વખત નથી.

ગુમાન : તને જોઈને મને અકળામણ થાય છે.

સુંદર : તમને જોઈ હું ઠંડો પડી જઉં છું.

ગુમાન : ( સુંદરના મનમાં કાંઈ બીજો અર્થ હોય તો કઢાવવા) કાંઈ કામ હોય તો મને બતાવ, હું કરીશ.

સુંદર : ( હસીને કામ કરતો કરતો ) ના, ના, તમે જોયા કરો.

[ ઝૂંપડી અને દરિયાની વચ્ચે જે થોડા વાંસ રહ્યા હતા તે કપાઈ નીચે ગોઠવાય છે અને દરિયાનો ભાગ દેખાવા માંડે છે. દરિયાનો કેટલોક ભાગ તૈયાર થતી ઝૂંપડી ઢાંકે છે. સામે આ બધી દુર્દશાની અને ઘરના સુખની યાદ આપતો ડૂબેલી આગબોટનો કૂપ-દંડ પાણીની ઉપર એકલો ઊભેલો દેખાય છે. એ જોતાં ગુમાનની આંખમાંથી આસુની ધારા ચાલે છે. ]

સુંદર : બહેન સાહેબ, હિંમત રાખો. હજી તો ઘણું સહન કરવાનું છે.

ગુમાન : પણ બાપુ! ( ડૂબી ગએલા ડાકોર સાહેબને સંભારી આંસુ પાડે છે.)

સુંદર : મારી જીંદગી જતાં પણ બાપુ બચ્યા હોત તો બચાવત.

ગુમાન : એક માણસથી થઈ શકે એટલું બધું બાપુને બચાવવા માટે તેં કર્યું, સુંદર. ( મુખ ઉપર ઉપકારની લાગણી બતાવતાં ) તું ખરેખર બહાદૂર માણસ છે.

સુંદર : મારૂં કર્તવ્ય મેં કર્યું.

ગુમાન : ( બીકથી આંખો મીંચી, આંસુ લોહી ) ઓ રામ, એ રાત સંભારતાં કાળજું થથરે છે. સુંદર, કોઈ સ્ટીમર આ તરફ આવવાનો સંભવ ખરો ?

સુંદર : (જરા અટકતાં) હા, સં – ભ – વ – તો ખરો.

ગુમાન : ( જરા ઘાંટો કહાડી, આગળ આવી, બહાદૂરીથી ) સુંદર, મને નાનું બાળક સમજીશ નહિ. મારે સાચી વાત જાણવી છે. ગમે તેવી ભયંકર પણ સાચી વાત જાણવી છે.

સુંદર : ( અટકતો–ડરતો ડરતો ) બહેન સાહેબ, આપણે ઘણે દૂર ઘસડાઈ આવ્યાં છીએ—વહાણોના, સ્ટીમરોના, રસ્તાથી ઘણે દૂર છીએ એમ લાગે છે.

ગુમાન : હં, એમ કહે ને, હવે સમજ્યાં. ઠીક.

[ ફરી આંસુ આવે છે, પણ ટટાર થઇ આંખો લૂછીને ભૂલી જવાનો યત્ન કરે છે અને સ્મિત કરે છે. ]

સુંદર : ( પાસે જઇ, એની સામે જોઇ, બન્ને એક સામાન્ય સ્ત્રીપુરુષ નથી એ ભૂલી જાય છે ) હં, હવે હસ્યાં. હિંમત આવી ખરી.

ગુમાન : ( પોતે પણ દરજ્જો ભૂલી જઇ ) હું પ્રયત્ન કરીશ. ( એકદમ દૂર ખસી જઇને ) સુંદર, તારી બોલવાની રીતભાત કેમ બદલાઇ ?

સુંદર : માફ કરજો બહેન સાહેબ, પણ તમારામાં હિંમત આવતી દેખું છું.

[ ગુમાન જરા સ્મિત કરે છે. ]

અને જ્યાં સુધી કોઇ સ્ટીમર આવી ચઢશે નહિ ત્યાં સુધી તો અમે ત્રણ પુરુષો તમ ત્રણ સ્ત્રીઓ માટે અમારાથી બનતી બધી મહેનત કરીશું.

ગુમાન : ( મોંમાં હોઠ વાળે છે અને પીસે છે. ) પણ ભૂલાભાઇ તો કામ નથી કરતા.

સુંદર : એ પણ કરશે, બહેન સાહેબ.

ગુમાન : મને લાગતું નથી કે કરે.

સુંદર : ( નિશ્ચયથી, પણ વિચાર કર્યા વગર ) કામ ન કરે તો ખાવાનું ન મળે—એ નિયમથી ભૂલાભાઇ એ ટેવ ભૂલશે અને સુધરશે.

ગુમાન : કામ ન કરે તો ખાવાનું નહિ! એ નિયમ ક્યાંથી કાઢ્યો ?

સુંદર : મેં નથી કાઢ્યો, બહેન સાહેબ. (હાથમાં એક વાંસની લાકડી લઇને, બતાવીને, જમીન ઉપર ઠોકીને ) એ આ બેટ ઉપર બધે થાય છે એમ લાગે છે.

ગુમાન : સુંદર, મને તારી રીતભાત વિચિત્ર લાગે છે.

સુંદર : ના, ના, એવું કાંઇ નથી, બહેન સાહેબ.

ગુમાન : હું ધારૂં છું કે કાંઇ અકુદરતી વાત તારા મનમાં નહિ

હોય. (એના ચોક્કસ વિચાર જાણી લેવાના હેતુથી સ્પષ્ટ કરે છે) શું અમે ત્રણ બહેનો કામ ન કરીએ તો અમને પણ ખાવાનું ન મળે?

સુંદર : બહેન સાહેબ, આ કુદરતી બેટ ઉપર જો કોઈ અકુદરતી વસ્તુ હોય તો તેનો નાશ જ થાય.

ગુમાન : (આંખો ફાડી) જો—હોય—તો – ઓહો, હવે હું બરોબર સમજી. ઘેર ઊંચનીચમાં માનનારો એક આદર્શ નોકર અહીં હવે એમ માને છે કે બધા સરખા જ છીએ. હવે સમજી. (જરા અટકીને) હવે સમજી.

સુંદર : બહેન સાહેબ, મારી માન્યતા હું ઘડીવડીમાં ફેરવું એવું તમે માનો છો?

ગુમાન : એ તો એ જ, બીજું શું?

સુંદર : ઘેર સમાન તો જે કારણથી કુદરતની વિરૂદ્ધ છે એમ હું માનતો હતો તે જ કારણથી આ બેટ ઉપર પણ તે કુદરતથી તદ્દન વિરૂદ્ધ છે એમ માનું છું. સમજ્યાં, બહેન સાહેબ?

ગુમાન : (એની નિખાલસતાથી પ્રસન્ન થઇ) મારી સમજવામાં ભૂલ થઈ.

સુંદર : (આટલેથી અટકવાને બદલે વાત લંબાવવાની ભૂલ કરતાં) બહેન સાહેબ, કુદરતનો રિવાજ છે કે હમેશ એક જણ હુકમ કરનાર જોઈએ અને બીજા હુકમ ઉઠાવનાર જોઈએ.

ગુમાન : ખરૂં છે. એક આજ્ઞા કરનાર અને બીજાં તેનું પાલન કરનાર. સુંદર!

[એવામાં આ શબ્દોમાં કાંઇ ગંભીર અર્થ હોય એમ એને એકાએક સ્ફુરે છે.]

સુંદર : કેમ, બહેન સાહેબ?

[પણ ગુમાન એના સામું પહોળી આંખે જોઈ રહે છે અને પછી એકાએક મોઢું ફેરવી ચાલી જાય છે. સુંદર ગુંચવાય છે, પણ અનુભવી હોવાથી ચૂલો ગોઠવી દેવતા પાડવાની તૈયારી કરે છે. એવામાં

સાડીમાં નારીએળ ભરીને જીવી આવે છે. એણે આ રાજકુંવરીઓ કરતાં સ્ટીમર ડૂબતી વખતે મળેલી ત્રણ મિનીટનો ઉપયોગ વધારે સારી રીતે કર્યો હતો અને કપડા ઠીક લીધાં હતાં.]

જીવી : (જે આ નિર્જન બેટ ઉપર પણ જો સાથે સુંદર હોય તો હમેશાં સુખી છે) જુઓ, હું આ લાવી.

સુંદર : ઓ—હો! શું નારીએળ લાવી? તેં પણ ભારે કરી!

જીવી : (આસપાસ જોઈ) ભુન શાયબો ચ્યાં છે. (સુંદરની કુહાડી લઈને એક નારીએળ ખોલી પાણી પીએ છે અને પછી એને ચીરીને અંદરનું ટોપરૂં ખાય છે. આ બધું બે ક્ષણમાં થાય છે.)

સુંદર : (આંખો કાઢી જરા ગુસ્સામાં) અરે, અરે!

જીવી : (ગભરાઈને) તમે ખીજવાયા?

સુંદર : હા.

જીવી : હું જાણું સું. મારી બોલી તમને ગોઠતી નથી. હું તમને ગમાર ડોબું લાગુંસું ઘણીયે રોકુ સું પણ ટેવ જતી નથી. પ્રસ્ટીમ્બર ડુબી તાણે મેં કહ્યું કે પરભુ મારાંજ આ એક વગડાનો બેટ હોય ને કોઇ માનવી તેમાં નો હોય તો કેવું હારૂં. પસેં તમે કુદરતી કુદરતી એમ બોલો સો ને તીમ હું પણ કુદરતી બોલુંસું ને સાલુંસું, મારી ગામડીઆ ટેવ પરમાણે બોલું સાલું. પસેં મને કુણ રોકનાર! આ વગડામાં પણ તમને એ ન ગોઠે તો પસેં મારૂં કરમ ફૂટેલું જાણું.

[ જીવી દિલગીર થઇ જાય છે સુંદર એનો ભાવાર્થ સમજે છે. જીવીને પણ કુદરતી રહેવાની ઇચ્છા થઈ અને જે ટકોર એણે કરી તે એ સમજે છે. ]

સુંદર : ના ના, તારૂં કરમ તો સારૂં છે. ભાષા અને રીત-ભાતમાં હું આટલો ચીકણો છતાં મને તારા ઉપર અણગમો થતો નથી.

જીવી : (ખુશ થઇ) હવે બોલ્યા તે હાચુ.

સુંદર : (એના સામું જોઇ હસીને) જો જીવી, ગભરાઈશ નહિ. તારા ગામડીઆ રિવાજ અને રીતભાત સામે આપણે બન્ને લડીશું.

હું તને સુધારીશ ( ચુલામાં લાકડાં બરોબર ગોઠવતો ગોઠવતો ) જો જોઈએ, જરા સૂકું ઘાસ લાવ તો.

[ જીવી ઘાસ લાવે છે. સુંદર ખીસામાંથી એક કાચ કાઢીને સૂર્યના તડકામાં ઘાસ ઉપર ધરી અગ્નિ પ્રકટાવવા પ્રયત્ન કરે છે. ]

જીવી : (ભાષા સંભાળીને બોલવાનો પ્રયત્ન કરે છે) આ–શું ?

સુંદર : એ એક કાચ મારા ઘડીઆળનો અને બીજો, શોભારામના ઘડીઆળનો. બન્નેને ભેગા કરી દેવતા પાડવાનો પ્રયત્ન કરું છું.

જીવી : (આશ્ચર્યથી) ઓહો, આ કેવો જાદુ !

[ એક વાર નિષ્ફળ ગયા પછી ઘાસ સળગે છે અને બન્ને જણ સાથે ફૂંકવા માંડે છે. એટલામાં દૂર ભયની બૂમો સંભળાય છે અને આગળ ચંપાદેવી ને પાછળ ભૂલેશ્વર બન્ને દોડતા ગભરાતાં ભયભીત થએલાં દોડતાં આવે છે. ]

ભૂલે : મરી ગયા, સુંદર, દોડ, દોડ, દીપડો આવે છે !

સુંદર : (કુહાડી લઈ ને) ક્યાં છે ?

ચંપા : આ અમારી પાછળ દોડતો આવે છે.

ભૂલે : તું જોને સુંદર ! ( ધ્રૂજે છે. )

સુંદર : અવાજ ન કરો.

[ શોભારામ છરો લઇ મદદે આવે છે. ત્રણે બહેનો ઝૂંપડીમાં ભરાઈ જાય છે ]

ભૂલે : એક ક્ષણમાં દીપડો આપણા ઉપર કૂદી પડશે.

[ ભૂલેશ્વર એક વાંસ લઇને ઝુંપડીના બારણા આગળ ઊભો રહે છે અને પોતે બાયલો નથી એમ બતાવવા યત્ન કરે છે. ]

શોભારામ : સાંભળો ! કાંઇ અવાજ આવે છે.

ભૂલે : જુઓ પણે ઘાસ હાલતું જણાય છે, દીપડો આવે છે.

[ એ આવે છે, પણ એ દીપડો નથી. એ ઠાકોર વાલકેશ્વર પોતે હાથ અને ઘૂંટણીએ–ચાર પગે ચાલતા હોય એમ આવે છે. તેમનો ચહેરો થાક ને ભૂખથી ભયભીત થએલો છે અને કપડાં ફાટીને ચીથરાં

થઈ પાણી ને માટીમાં રગદોળાએલાં છે. ત્રણે છોકરીઓ આ જુએ છે અને દોડીને એમને બાઝી પડે છે.]

ગુમાન : બાપુ ! બાપુ !

વાલકે : ગુમાન, ચંપા, ચંએલી, મારી દીકરી—મારી દીકરીઓ ! (ગળગળા થઇ જાય છે. છોકરીઓને માથે હાથ ફેરવે છે.)

ગુમાન : બાપુ ! મારા બાપુ. (હર્ષનાં આંસુ આવે છે.)

ચંપા : બાપુજી !

ચંએલી : બાપુજી !

ભૂલેશ્વર : મામા, ચાલો આજે આનંદ થયો.

શોભારામ : ઠાકોર સાહેબ, આપ બચી ગયા તેથી ઘણો આનંદ થયો. કોઇ સ્ટીમર મળે ને ઘેર પહોંચીએ. તો મુંબાઈનાં બધાં મંદિરોમાં નારીએળ વધેરી દીવા કરીશુ.

બધા : ( શોભારામ સિવાય સાથે બોલે છે) અરે ભાઈ, તમે કહેશો તે કરીશું. અભિષેક પણ કરીશું.

શોભારામ : પણ ઠાકોર સાહેબ, (હસીને ભૂલેશ્વર સામે જોઈને) આ ભુલાભાઈએ આપને દીપડો ધાર્યા.

વાલકેશ્વર : ( ખોટું લાગ્યું હોય એવું મ્હોં કરી ગુસ્સો કરી ) તેં મને દીપડો ધાર્યો ! તું ડરીને નાઠો તે તારી ચાલ ઉપરથી મેં તને ઓળખ્યો હતો.

[ભૂલેશ્વર શરમથી હસે છે.]

સુંદર : (આખરે હિંમતથી આગળ આવીને) સાહેબ, આપ બચી ગયા તેથી ઘણો આનંદ થયો. અમને બધાંને બહુ લાગતું હતું.

ભૂલેશ્વર : ( પોતે અત્યાર સુધી ટોળીનો સરદાર હતો એવો દેખાવ કરી) અરે, સુંદર, તું પણ પાછો વાતોમાં પડયો ? (નિરાંતે જમીન ઉપર બેસે છે) અત્યારે કાંઇ વખત બગાડવાનો સમય છે ? જલદી જલદી બધું કામ પૂરૂં કરવાનું છે.

સુંદર : (જરા ગંભીર મુખમુદ્રા અને તીરછી આંખ કરી) ઠી-ક.

[ સુંદર ઝૂંપડીમાથી એક તપેલું લાવીને ચુલા ઉપર મૂકે છે. ]

શોભા : ભૂલાભાઈ, તમે જરા ધીરજ અને વિવેક રાખો તો ઠીક. (સુંદરને) લાવો સુંદર, હું મદદ કરૂં.

[ શોભારામ સુંદરના કહ્યા પ્રમાણે વસ્તુઓ લાવવા ઝૂંપડીમાં જાય છે. ]

વાલકે : (અધીરાઈથી—સ્ત્રીઓ ઘરેણાં તરફ જુએ છે એવી દષ્ટિએ) અરે, આ શું? હું સાચું જોઉં છું કે સ્વપ્ન છે? આ શું દેવતા છે? આ તપેલા નીચે દેવતા લટકે છે કે દેવતાની શિખા ઉપર તપેલું છે? શું છે? સાચું કે સ્વપ્ન?

ગુમાન : બાપુ, આ સાચું છે, સ્વપ્ન નથી. એ આપણું વાળુ તૈયાર થાય છે.

વાલકે : આ બે દિવસ દેવતા ઉપર તપેલાનાં સ્વપ્ન મને આવ્યા કર્યાં છે. તપેલામાં કાંઇ છે કે ખાલી છે?

ભૂલે : મામા, જરા સૂંઘી જુઓ.

[ વાલકેશ્વર સૂંઘે છે. ]

વાલકે : ડુંગળીવાળી ખીચડીની વાસ આવે છે આ તો. (ખુશી થાય છે. વાત બદલાય છે).

ચમેલી : ઓહો, બાપુ તમારા પગમાં બૂટ રહ્યાં છે?

ગુમાન : ( પોતાના પગ ઉઘાડા જોઈને ) ખરેખર? બાપુને બૂટ છે?

વાલકે : હા, છે; કેમ?

ભૂલે : (લુચ્ચાઈથી) મામા, તમે બૂટ પહેરી રાખ્યા છે? આ ગરમ બેટ ઉપર બૂટ બહુ કામના નથી. ગરમી માથે ચડી જાય.

વાલકે : એમ?

ભૂલે : અમે બધાએ જવા દીધાં. કોઇએ રાખ્યાં નથી. તેથી

નસોમાં લોહી બરાબર ફરે. ગરમ પ્રદેશમાં જોડાની જરૂર નથી એમ હમણાં મોટા લોકો માને છે તે તમને ખબર નથી?

[ વાલકેશ્વર પગ લાંબા કરે છે. ભૂલેશ્વર નીચો પડી એમનાં બૂટ જોવા ડોળ કરે છે. ]

ભૂલે : ખરી વાત ભાઈ, મામાને બૂટ છે. (લુચ્ચું હાસ્ય કરે છે.)

ગુમાન : બાપુ, એની દાનત તમારાં બૂટ ઉપર બગડી લાગે છે. આ બેટમાં બૂટ વગર કેમ ફરાય? ઘેર ગલીચામાં પણ ઉઘાડે પગે નહોતું ફરાતું ને?

ભૂલે : (મિજાજથી) મારે શું કરવાં છે? હું તો જરા જોતો હતો કે મારા ને મામાના પગ સરખા છે કે નહિ? મને બેસે કે નહિ!

ચંપા : પણ બાપુ તમે જો કોઇને પણ આપો તો તો તમારા ભાણેજને જ આપશો ને?

વાલકે : હાસ્તો.

ભૂલે : બહુ સારૂં. મારે એવું દાન જોઇતું નથી. પનોતી કોણ લે! (એકદમ હસી, આંખો ફાડી, મશ્કરીમાં) એમ કરો મામા, આપણે બન્ને એક એક બૂટ પહેરીએ અને ઉઘાડા રહેલા એક એક પગને પાટા બાંધીએ.

વાલકે : મૂર્ખ! ગાંડો! બીલકુલ નહિ.

ભૂલે : (રીસાયા જેવું મ્હોં કરી આડો પડે છે ને મ્હોં ફેરવી સૂઈ જવાનો ડોળ કરતાં) હું કાંઈ એના વગર બેસી નથી રહ્યો.

[ વિષય બદલાય છે. ]

ગુમાન : બાપુ, અમે ધારેલું કે આપણે ફરી મળીશું જ નહિ. ઓ રામ, હું તો રો રો કરતી હતી.

વાલકે : મેં એક લાકડું પકડી રાખેલું. પછી હું ભરતીમાં દરિયા-કાંઠે ઘસડાઈ આવ્યો. ઓ પ્રભુ! એ ભયંકર રાતની વાત જવા દે.

ગુમાન : બિચ્ચારા, બાપુ!

વાલકે : હું જ્યારે જાગી ઊઠયો ત્યારે પુષ્કળ રડયો. મને

બહુ જ ભૂખ લાગી હતી. થાક પણ ઘણો જ લાગ્યો હતો. હું આળોટતો, ઘૂંટણીએ ચાલતો, કાંઠાની ઝાડી પાસે પહોંચ્યો. ત્યાં થોડાં ફળ પડેલાં જોઈ બધું જોર ભેગું કરી તે બાજુ ગયો. લુચ્ચાં—બદમાશ—(દાંત પીસે છે.)

ગુમાન : શું, શું, બાપુ? તમે એ ફળ ન લીધાં?

વાલકે : શું લે, કપાળ? પાસે બેઠેલું વાંદરાનું ટોળું ફળ લઈ ઝાડ ઉપર ચડી ખાવા લાગ્યું. લુચ્ચાં-બદમાશ-વાંદરાં! બંદુક હોત તો એકે એકને નીચે પાડત.

ચંબેલી : અરેરે, એ વખતે બાપુ પાસે સુંદર હોત તો કેવું—

ગુમાન : સુંદરનાં વખાણ ન કર. વખાણથી નોકરો બગડે છે.

વાલકે : (આગળ વાત ચલાવતાં) અને પછી ઝાડ ઉપર ફળ હતાં તેને માટે અને પાસેની નારીએળીએ ઉપરનાં નારીએળ માટે મને વિચાર આવ્યો કે વાર્તાના લેખકો ઘણી વાર લખે છે કે વાંદરાંને કાંઇ મારીએ એટલે એ સામું મારે અને એમ જ્યારે ઝાડ ઉપર હોય ત્યારે ઉપરથી ફળ મારે એવું બનેલું છે, એટલે એ અજમાવી જોવું. મેં રહેલી શક્તિ ભેગી કરી પથરા એકઠા કર્યા અને ફળનાં ઝાડ ઉપરનાં વાંદરાંને અને નારીએળી ઉપરનાં વાંદરાંને જોર કરી કરીમાર્યાં. પણ એમણે ફળ સામાં ફેંક્યાં નહિ. ઉલટાં દાંતિયાં કર્યાં! હું થાકી ગયો ને ભોંય બેસી ગયો. લુચ્ચા લેખકો. લેખકો તદ્દન જુઠ્ઠા હોય છે એ વાતની મને ખાત્રી થઈ. આજ સુધી દેશનેતાઓ એમને ચાંપલા કહેતા, પણ એ ચાંપલા અને જુઠ્ઠા બંને છે. રાત્રે અજવાળું કરવા બે લાકડીઓ ખૂબ વાર જોરથી ઘસી, પણ અગ્નિ ન થયો. લાકડીઓ ઘસવાથી અગ્નિ થાય છે એ તો ઘણા લેખકો અને મુનિઓ પણ લખી ગયા છે. એ પણ ગપાટો એમ અનુભવે સિદ્ધ થયું. ઘેર ગયા પછી હું આખા દેશના નેતાઓને આ અનુભવ લખી જણાવવાનો છું કે સ્વરાજ્ય મળે ત્યારે લેખકોની જરૂર નથી, કારણ કે એ જુઠ્ઠા અને ચાંપલા છે.

ગુમાન : બાપુ, આ સાંભળી કાળજું કપાઇ જાય છે. આ બધું તમે અમારે માટે કર્યું? હું બાપુ, તમને એ વખતે એમ ખબર હતી કે તમારા સિવાય આ બેટ ઉપર બીજું કોઇ હશે કે નહિ?

વાલકે : આજની સવાર સુધી મને લાગતું હતું કે કોઈ નહિ હોય. પણ તરસથી પીડાઇને પાણી શોધવા ઊભો થઇ આસપાસ જોવા લાગ્યો તો કાંઇક ચળકતું જમીન ઉપર પડેલું જોયું. એને હાથમાં લઈ જોતાં એ વાળની પિન લાગી. તે ઉપરથી તમે બધા અહીં હશો એવો ખ્યાલ આવ્યો.

ગુમાન : શું? હૅર–પિન? અમારામાંથી કોઈની પડી ગઈ હશે, બાપુ, એ મને આપો.

ચંપા : ના, એ તો મારી છે.

ચમેલી : બાપુ, મને આપો.

વાલકે : પણ મે તો પાછી નાખી દીધી.

ગુમાન : અરેરે. આવા નિર્જન બેટ ઉપર હૅર–પિન જડી, અને તે તમે પાછી નાખી દીધી!

વાલકે : હા. કેમ વળી?

ગુમાન : શું કેમ? અમારા વાળની દશા તો જુઓ.

વાલકે : અરેરે, હવે?

ચંપા : બાપુ, તમે ઇચ્છતા હતા તેના કરતાં વધારે પ્રમાણમાં અને વધારે જલદીથી આપણે કુદરતી સંજોગોમાં આવ્યા છીએ.

ગુમાન : (આ શબ્દોથી એના મનમાં બીજા વિચાર આવવાથી) ચૂપ, ચંપા, એ વાત ન કર. બાપુ, મારે એક બહુ જરૂરી વાત તમને કરવી છે; અને તમે તે તુરત અમલમાં મૂકો. હું એમ કહું છું કે તમારી સરદારી–આ નિર્જન બેટ ઉપર મુખ્ય તમે છો—એ તમે બધાંને તુરત જ મનાવો.

[ બધાને નવાઇ લાગે છે. ]

વાલકે : પણ એની કોણ ના પાડે તેમ છે?

ચંબેલી : એના મનમાં ભૂલાભાઈ હશે !

ગુમાન : જા જા, હવે.

ચંપા : એમ ધારવામાં બીચારા ભૂલાભાઇને અન્યાય થાય છે.

વાલકે : (ઉશ્કેરાઇને) મારી સરદારી માટે કોને શંકા છે ? જેને હશે તેનું આવી બન્યું સમજો.

ચંપા : જુઓ બાપુ, આ ભૂલાભાઈ આવે. આ બધું એમને મોઢે કહો તો.

વાલકે : શું મને એનો ડર છે ? એને હું ઠેકાણે લાવીશ.

ગુમાન : ( વાત આડી ગઈ છે એમ મનમાં સમજવા છતાં ઉત્કંઠાથી ) પણ બાપુ, કેવી રીતે ઠેકાણે લાવશો ?

વાલકે : (નવો વિચાર આવ્યો હોય એવું મ્હોં કરી) મને એક સરસ યુક્તિ જડી છે. (ભૂલેશ્વરને જોઇને) અરે ભૂલા !

ભૂલે : (ઠાકોર સાહેબ તરફ પાસું ફેરવીને) શું છે મામા, મને વિચારમાં ખલેલ પડી. હું આ ઝૂંપડીને શણગારવાના વિચાર ગોઠવતો હતો.

વાલકે : મને પણ એ વિચાર આવ્યા હતા.

ભૂલે : (મિજાજમાં) માટે બીજાના વિચારમાં ખલેલ પાડવી ?

વાલકે : ચૂપ ! નાને મોઢે—( હસીને ) જો ભૂલા. મને થયું કે મારા બૂટ તને આપું.

ભૂલે : (જરા જોરથી) શું ?

ગુમાન : ( પોતાને આમાં ભૂલેશ્વરની ખુશામત છે એમ લાગતાં ) બાપુ !

વાલકે : કાંઈ નહિ, કાંઈ નહિ; બાળક છે. લે દીકરા. ( બૂટ ઉતારી આપે છે ) ભૂલા, બૂટ મેં કેમ આપ્યાં તે તું જાણે છે ?

ભૂલે : (બૂટ પહેરી આમતેમ આંટા મારતાં) બૂટ મળ્યા પછી મારે જાણવાની શી જરૂર છે ?

વાલકે : ( ગર્વથી—પણ ગુમાન તરફ તીરછી ડરકણુ આંખે જોતાં ) જો ભૂલા, તું આપણી આ ટોળીમાં જુવાન અને હોશિયાર

છે. તું આપણો શિકારી થા અને આ બેટનાં જંગલી પ્રાણીનો ભય દૂર કર; સમજ્યો ? આટલા માટે મેં તને બૂટ આપ્યાં.

ભૂલે : (બૂટ ઉતારી પાસે ફેંકે છે) મેં પહેલેથી જ કહ્યું હતું કે હું દાન લેતો નથી.

ગુમાન : (ચિંતાથી) બાપુ. જુઓ અત્યારે જ તમારી સરદારી મનાવો. તમારૂં માન જળવાવું જ જોઇએ.

વાલકે : હવે હું મારી સરદારી સિદ્ધ કરૂં છું. (પણ કેવી રીતે સિદ્ધ કરવી ? તેને માટે એક વિચાર આવે છે) ચંપા, સુંદરને બોલાવ.

ગુમાન : (દાંત પીસીને) અરે, બાપુ ! (નિશ્વાસ નાખે છે)

[ સુંદર આવે છે, પાછળ શોભારામ આવે છે. ]

ભૂલે : ( ગુમાનના ગભરાએલા ગંભીર મુખને જોઇને નવાઈ લાગે છે ) એ સુંદર. આમ જો.

વાલકે : ( ભૂલેશ્વર તરફ આંખો કાઢે છે ) ચૂપ ! ( સુંદર સામે જોઇને ) સુંદર, આ ભૂલો સામું બોલે છે, એની ઉદ્ધતાઈને ઠેકાણે લાવવા છે. તારી શી સલાહ છે ?

ભૂલે : (મ્હોં મરડી ચાળા પાડે છે) સલાહ ? ઓહો !

સુંદર : ( વિચાર કરીને ) સાહેબ, જરા ખુલાસાથી બોલું ? સ્પષ્ટ રીતે ?

ગુમાન : (સુંદરની આંખોમાં કાંઇ વાંચતી હોય તેમ જોઈ રહીને) અમારે સ્પષ્ટ જ સાંભળવું છે.

સુંદર : (નમ્રતાથી) સાહેબ, આ બેટમાં આવ્યા પછી ભૂલાભાઈ જરા વધારે વાચાળ થયા છે. એ બાબત મેં વિચાર કરી મૂક્યો છે.

ભૂલે : મારે માટે વિચાર ?

વાલકે : (ગુસ્સાથી) ચૂપ રહે !

સુંદર : (કટાક્ષથી) અને કહેવતો, સૂત્રો વગેરેનો તો પાર નથી. પણ સાહેબ એ બધાની કિંમત મુંબાઈમાં છે. આ નિર્જન બેટમાં એ સાંભળવામાં ફાયદો નથી. એટલે મારી નમ્ર સૂચના એ છે કે

હવે કાંઇ અર્થ વગરનું બોલે તો આ ઠંડા પાણીની બાલદીમાં એમનું માથું બોળવું.

[ બધા ભયથી ચૂપ રહે છે. ]

વાલકે : (જરા ગભરાઇને) બરોબર છે.

ભૂલે : (ઠાકોર સામે જોઇને) મામા, જરા અજમાવી તો જુઓ! (આંખો કાઢી હસે છે.)

સુંદર : ( હમેશ પોતાના શેઠને મદદ કરવાની ટેવને લીધે) જુઓ, સાહેબ, મને લાગે છે કે હવે ભૂલાભાઈ કાંઇ પણ એવું બોલશે કે તરત સંપૂર્ણ માનપૂર્વક એમને એ શિક્ષા થશે. (આ શબ્દો નમ્ર હોવા છતાં એમાં દૃઢ નિશ્ચય દેખાય છે.)

ગુમાન : (નિશ્વાસ નાખી) બાપુ, તમારે આમ કરવાની રજા ન આપવી જોઇએ. ગમે તેમ પણ ભૂલાભાઈ તમારા ભાણેજ છે.

વાલકે : (મૂછે તાલ દેવા જતાં મૂછ ન હોવાથી ગાલ આંબળે છે) સુંદર, મને લાગે છે કે એ હજી બાળક છે અને મારો ભાણેજ છે. હવે એને ભાન આવશે કે હું કડક માણસ છું. એક વાર—

ભૂલે : (છોકરવાદાથી) ઓહોહો! મોટા કડક માણસ! તમારામાં બુદ્ધિ કરતાં ચરબી વધારે છે.

[ પોતાનું વાક્ય કોઇને પસંદ પડે છે કે નહિ, કોઇ હસે છે કે નહિ તે માટે તે ચારે બાજુ જુએ છે અને મૂળની ટેવ પ્રમાણે સુંદર સામું પણ જુએ છે. પણ સુંદર ગંભીર મુખમુદ્રાથી પોતાની બાય ચઢાવતો દેખાય છે. ભૂલેશ્વર ગભરાતા મામા સામું જુએ છે, પણ તુરત સુંદર સામે ફરી આંખો કાઢે છે. ]

સુંદર : ચાલો સાહેબ. (ભૂલેશ્વરની આંખોમાં તીક્ષ્ણતાથી જોઇ ગંભીર સ્વરે) મને મશ્કરીની ટેવ નથી. બોલો, અહીં આ બધાંની વચ્ચે માથું બાલદીમાં નાખું કે આ ટેકરીની પાછળ ઝરા પાસે? (ભૂલેશ્વરનું કાંડું જોરથી પકડે છે. ભૂલેશ્વર નરમ થઇ જાય છે) ચાલો.

ભૂલેશ્વર : (નફ્ફટાઇથી) હો. એમાં શું? ચાલો.

સુંદર : (હુકમ કરતો હોય તેમ) આ બાજઠી ઉંડાવો. (ભૂલેશ્વર અટકે છે. પણ સુંદરની આંખ જોઈ ઉપાડે છે. બન્ને જાય છે).

વાલકે : (ગભરાઈને નરમાશથી) મને લાગે તો છે, પણ મારે કડક રહેવું જોઈએ.

ગુમાન : (ઘણી જ ગંભીરતા અને શોક વ્યક્ત કરીને) બાપુ, આમાં તમે ક્યાં કડક થયા? આ તો બધું સુંદરે પોતાની કડકાઈથી કર્યું!

વાલકે : (નિશ્વાસ નાખી) એ કડક તો ખરો.

ગુમાન : બાપુ, તમે કડક નહિ થાઓ?

વાલકે : (ગભરાઈને) ગુમાન, તને એમ લાગે છે કે આપણો સુંદર નિમકહલાલ—?

ગુમાન : હા મને લાગે છે.

શોભારામ : બહેન સાહેબ સુંદરને હાથે અયોગ્ય કાર્ય નહિ થાય એની મને તો ખાત્રી છે.

ગુમાન : હું એ સમજું છું; તમે સમજો છો એટલું જ સમજું છું. એને હાથે અયોગ્ય કામ નહિ થાય તે ખરું, પણ એટલે જ મને વધારે ડર લાગે છે.

શોભારામ : બહેન સાહેબ, તમારા ડરનો હેતુ હવે મારા સમજવામાં આવ્યો.

ચંપેલી : એ સુંદર આવે.

વાલકે : (પોતાને નવી યુક્તિઓ જડે છે એવું માનતા) ચાલો એ આવે તે પહેલાં આપણે આ ઝૂંપડી આપણી છે એમ બતાવવા એમાં જઈ બેસીએ.

ગુમાન : બાપુ, હું તમારે પગે પડું છું. ઢીલા ન રહો. જરા કડક બનો. એકવાર કુંફાડો બતાવો. એની અસર હમેશાં રહેશે.

વાલકે : હા, હા, હું કુંફાડો કરું છું. જો હવે.

ગુમાન : (કંટાળીને) અને મહેરબાની કરીને એને જ પૂછશો નહિ કે કડક કેમ થવું?

[ સુંદર થોડાં સૂકાં લાકડાં વીણીને લેતો આવ્યો છે. ]

વાલકે : ( ઝૂંપડીના બારણામાં ઊભા રહી, છાતી કાઢી) સુંદર, તેં મારા હુકમનો અમલ કર્યો છે કે ?

સુંદર : જી, હા.

[ ભૂલેશ્વર વાળમાંથી પાણી નીતારી નાખતો આવે છે. વાળ પલળીને બેસી ગએલા હોય છે. તે નરમાશથી આવે છે. વાચાળતા જતી રહી હોય એમ લાગે છે. પણ ચંપાથી આ સહન થતું નથી. ]

ચંપા : આ શું ? આ સહન ન થઇ શકે.

વાલકે : ( ગુસ્સાથી ) ચૂપ ચંપા ! મારો હુકમ !

ગુમાન : બાપુ ! મેં શું કહ્યું હતું ?

વાલકે : સુંદર, હવે હું બીજો હુકમ ન કરૂં ત્યાં સુધી---

સુંદર : જી, સાહેબ.

વાલકે : ( ખુશ થઇને ) ના, ના, બધું બરોબર છે.

ગુમાન : ના બાપુ, આગળ ચલાવો. ઢીલા ન થશો.

વાલકે : જો, સુંદર, સરદારીની બાબતમાં શું કરવું ? તારી શી સલાહ— ?

સુંદર : સાહેબ, એમાં મારે કાંઇ લેવાદેવા નથી.

વાલકે : બરોબર છે. જો ગુમાન, આ ફેંસલો થઇ ગયો.

ગુમાન : એવું દેખાય તો છે; પણ મને ખાત્રી પડતી નથી.

સુંદર : કુદરત ઉપર જ છોડી દ્યોને, સાહેબ. એ નક્કી કરી લેશે. આપણે ફીકર કરવાની શી જરૂર છે ?

[ કુદરતનું નામ એક જાતની કંપારી ફેલાવે છે. ]

ગુમાન : ( સૂચન કરતી ) બાપુ.

વાલકે : ( જરા ધાંટો કહાડીને ) એ તો ક્યારનું યે નક્કી થઇ ચૂકયું છે. સુંદર, હું રાજવંશમાં જન્મ્યો અને તું નોકર જન્મ્યો ત્યારનું કુદરતે નક્કી કરી મૂકયું છે.

સુંદર : બરાબર છે, સાહેબ. મુંબાઈમાં તે વાત તદ્દન કુદરતી હતી. ત્યાં આપણે એ વાત સંભારતા નહિ, અને અહીં પણ એની જરૂર નથી.

શોભારામ : ( છુટકારાનો દમ લઈને ) ઠીક હવે; બધું બરાબર છે. એ વાત રહેવા દો.

ગુમાન : ( બધું બરાબર સ્પષ્ટ કરવાના નિશ્ચયથી ) જરા થોભો. એક વાત કહું. ટૂંકામાં આપણે એમ સમજવાનું કે ઠાકોર સાહેબ આપણા સરદાર રહેશે.

સુંદર : જી, હા.

ગુમાન : તું ખાત્રીથી કહે છે?

સુંદર : માફ કરજો, બહેન સાહેબ. આ બેટ ઉપર ખાત્રીથી કોણ શું કહી શકે?

[ બધા ધડકતે હૃદયે એક બીજા તરફ જુએ છે. ]

વાલકે : સુંદર, મને આ પસંદ નથી.

સુંદર : ( શોકથી ) સાહેબ, જેમ હું આ બાબતનો વધારે વિચાર કરું છું તેમ મને વધારે અજંપો થાય છે. જ્યારે આપે કહ્યું કે આપને હૅરપિન જડી અને તે પાછી ફેંકી દીધી ત્યારે તો—

વાલકે : એમાં શું? આટલી છોકરીઓ વચ્ચે એક હૅરપિનથી તો ઉલટી તકરાર થાત.

સુંદર : ( વધારે શોક વ્યક્ત કરતાં ) એમ નહિ, સાહેબ. એ હૅર-પિનની આપણે સોય બનાવી હોત અને એનાથી આપને માટે બંડી શીવી હોત. બંડીની આપને અત્યારે કેટલી બધી જરૂર છે, સાહેબ? આપણને બધાને કાંઈ કાંઈ શીવવાની અને કપડાંની જરૂર છે.

ગુમાન : ( ચમકીને ) બધાંને?

સુંદર : આ બેટ છે, બહેન સાહેબ.

ગુમાન : ( સૂચનાથી ) બાપુ.

સુંદર : (ગુમાન કરતાં વધારે ચિંતાતુર મુખ કરીને) જો કુદરતને એમ લાગશે કે કપડાંની જરૂર નથી તો કુદરત જ કપડાં ન પહેરવાં પડે એવું કરશે. પણ આ બધામાં તો—

ગુમાન : હવે તમે આ માણસને એના ખરા સ્વરૂપમાં જોઈ શકો છો.

વાલકે : (ગુસ્સાથી) સુંદર, બહુ થયું હવે; હવે કુદરતને ખાડામાં નાખ. નહિ તો—

સુંદર : (જરા ઊંચે સ્વરે) શું સાહેબ ? નહિ તો—શું ?

વાલકે : નહિ તો એ કે મારે તને છેલ્લી વાત કહી દેવાની—હું તને નોકરીમાંથી રજા આપું છું.

[ અત્યારે જો ગુમાસ્તાને બારણા વાસવાનાં હોત તો વાસી દઈને મુલાકાત પૂરી થઈ એમ બતાવત. ]

સુંદર : (બહુ દિલગીરી બતાવી) ઠાકોર સાહેબ, આ ભૂલ—

વાલકે : બસ, એક શબ્દ નહિ. તું છૂટો છે.

ગુમાન : અને સુંદર, મારી પાસે સર્ટિફિકેટ લેવા આવતો નહિ.

ભુલેશ્વર : (ડોલમાં માથું બોળાવાથી જેનો બુદ્ધિનો મેલ ધોવાયો છે) તમને બધાંને આ થયું છે શું ? આ એક નિર્જન બેટ છે તે કેમ ભૂલી જાઓ છો ?

[ બધાનું મન આ વાક્યથી જરા શાંત થઈ ખરું સમજાય છે. ઠાકોર આના જવાબ માટે ગુમાન તરફ જુએ છે. ]

ગુમાન : એનો અર્થ એજ કે સુંદર બેટના કોઈ બીજા ભાગમાં ચાલ્યો જાય.

[ સુંદર જન્મથીજ નિમકહલાલ હતો, અને આ વખતે પણ એની લાગણી ઓછી નહોતી થઈ. પણ એની વફાદારીનો આધાર કુદરતી સંજોગો ઉપર હતો. જો એ કુદરતી સંજોગોને વફાદાર ન રહે તો, પોતાના શેઠને પણ વફાદાર રહી શકે નહિ. આ દેખાવ જોઈ એનું દિલ ભરાઈ આવે છે. એના હાથમાંથી લાકડાં સરી પડે છે.

એ નીચું માથું કરીને ઊભો રહે છે અને ઘણી જ લાગણીથી ઉભરાતા હૃદયે બોલે છે. ]

સુંદર : બહેન સાહેબ, મને રહેવા દો.

ગુમાન : (કડકાઇથી) તું જા!

સુંદર : તમને અત્યારે મારી ખાસ જરૂર છે. હું તમને બધાને એકલાં છોડી શકું નહિ. હું નહિ જાઉં.

ગુમાન : (રખે બીજાઓ નરમ થઇને હા પાડે એ ભયથી) ત્યારે બાપુ. કાંઇ નહિ; એ ન જાય તો આપણે એને છોડીને ચાલ્યાં જઈએ.

[ ઠાકોર સુંદર સામું નરમ થઇ જોઇ રહે છે. ]

શોભારામ : મને આ જોઇને બહુ ખેદ થાય છે.

ચંપેલી : (શોભારામને) તમે અમારું કામ કરશો?

શોભા : ખુશીથી. પણ મારે કહેવું જોઇએ કે સુંદરે નવ્વાણુ ટકા કામ તો કરી દીધું છે.

ગુમાન : અત્યારે એ વાત નથી. અત્યારે તો આપણે એને છોડીને ચાલ્યા જવું કે નહિ એ વાત છે.

વાલકે : (પોતાના માન અને દરજ્જાનો ખ્યાલ લાવીને) ચાલો ત્યારે.

સુંદર : પણ સાહેબ!

વાલકે : માસ્તર, મૂલા, ચાલો; આપણી વસ્તુઓ લઇ લ્યો.

મૂલે : એ તો બધી સુંદરની ચીજો છે, મામા. આપણી એકે નથી.

શોભા : અહીં જે જે આપણી પાસે છે તે બધું સુંદરે વહાણ-માંથી આણેલું છે. વહાણ ડૂબતાં પહેલાં અનેક વાર દરિયામાં પડીને એણે અનેક જરૂરી વસ્તુઓ ભેગી કરી છે. આ વાળુ માટે ખીચડી પણ વૉટરપ્રુફ કોટમાં બાંધી, પલળી એટલી સૂકવી એણે તૈયાર કરી છે. એણે એની જીંદગી જોખમમાં નાખી આ બધું ભેગું કર્યું છે.

સુંદર : સાહેબ, આપને જોઇએ તે લઈ જઈ શકો છો.

ગુમાન : (સંપૂર્ણ ગુમાનથી) કાંઇ જ ન ખપે.

ભૂલે : (ગુમાનને) મૂર્ખ. (સુંદર તરફ) સુંદર, તારો વૉટરપ્રુફ કોટ—

ગુમાન : ચાલો ચાલો, બાપુ, અમે તૈયાર છીએ.

[ ગુમાન અને ઠાકોર આગળ ચાલે છે, બીજાં પાછળ ચાલે છે. તેઓ ટેકરીની ઉપર ચડી પાછળ જાય છે. ગુસ્સામાં એટલું પણ ભૂલી જાય છે કે અંધારૂં થઇ જવા આવ્યું છે. ]

સુંદર : સાહેબ, સાહેબ, પાછા ફરો. હું આપને વિનતિ કરૂં છું. મારે સરદારી જોઇતી નથી. આપ પ્રયત્ન કરી જુઓ.

વાલકે : હું પ્રયત્ન કરી જોઉં ? (ગુસ્સો કરી) શું બોલ્યો ?

સુંદર : કદાચ આપ ઉત્તમ સરદારી કરી શકો.

વાલકે : ‘ કદાચ ’ ? ચાલો, છોકરીઓ, ચાલો, બધાં આગળ જલદી ચાલો.

[ બધાં મગરૂરીથી ચાલ્યાં જાય છે, ટેકરી પાછળ અદૃશ્ય થાય છે.]

શોભા : સુંદર, મારે આ લોક સાથે જવું જોઈએ.

સુંદર : હા જરૂર, તમે જાઓ. જીવી, આમ આવ.

[ જીવી ઝૂંપડી પાછળ ધ્રૂજતી ધડકતે હૃદયે આ બધું જોતી હોય છે તે આવે છે. ]

સુંદર : (લાગણીથી) માસ્તર સાહેબ, તમે મહેરબાની કરીને આ જીવીને આ લોક સાથે રાખો.

શોભા : હા, જરૂર.

જીવી : (ગભરાઈ ને) પણ એનું કારણ ?

સુંદર : એનું કારણ પછી જણાશે. તું તારે અત્યારે જા; આપણે પાછાં મળીશું. ગભરાઇશ નહિ. લ્યો ત્યારે રામ રામ, માસ્તર સાહેબ.

શોભા : રામ રામ, રામ રામ, સુંદર, એ લોક બહુ છેટે નહિ નીકળી ગયાં હોય.

સુંદર : એ લોક પશ્ચિમ તરફ ગયાં છે. અને વાયુ એ તરફ વાય છે એટલે એ એમ બતાવે છે કે કુદરતે પોતાની સત્તા બતાવવા માંડી છે. એ બધાં ભૂખ્યાં છે અને ડુંગળીવાળી ખીચડી થવા આવી છે. (ઢાંકણું ઉઘાડે છે) પવન એની વાસ એ બાજુ લઇ જશે. આ તપેલામાં કુદરત ભરેલી છે. માસ્તર સાહેબ, લ્યો ત્યારે, આવજો, જય જય.

શોભા : (જતાં જતાં) જય જય. (જતાં જતાં સુંદર તરફ જોઇને બબડે છે.)

अमंत्रमक्षरं नास्ति नास्ति मूलमनौषधम् ।
अयोग्यो पुरुषो नास्ति योजकस्तत्र दुर्लभः ॥

[શોભારામ અને જીવી ટેકરી ચડી જાય છે. તેમનાં જતાં પગલાં સંભળાય છે અને અંધારામાં એમની આકૃતિઓ મળી જાય છે. વિચારગ્રસ્ત સુંદર હાથમાં રાખેલું તપેલાનું ઢાંકણું શા માટે ઉઘાડેલું તે ભૂલી ગયા હોય છે તે પાછું ઢાંકે છે. એ ઘડીભર લાગણીવશ થઈ પછી પાછું મન દૃઢ કરે છે. એને પોતાના સિદ્ધાન્તમાં દૃઢ વિશ્વાસ છે. કુદરતમાં એને એટલો તો વિશ્વાસ છે કે કુદરત પોતે જ બધું ઠેકાણે લાવશે એવી એને ખાત્રી પડે છે. વહાણમાંથી લાવેલા તેલના વગર તોડેલા એક ડબામાંથી તેલ કાઢી તે એક દીવો કરે છે. આસપાસ કાંઇ ખખડાટ થાય છે. તે જોવા એક હાથમાં દીવો અને બીજામાં કુહાડી લઈ ઘડીમા જોવા જાય છે અને ઘડીમાં આવી બેસે છે અને દેવતા સંકોરે છે. દીવાથી આસપાસની વસ્તુઓના પડછાયા હાલતા લાગે છે. આસપાસ ભયંકર શાંતિ અને અંધકાર વ્યાપી રહેલાં છે. દૂર દૂર દરિયાનો ઘુઘવાટ વધતો જાય છે તે ભયમાં વધારો કરે છે.

બેત્રણ વખત એ ખીચડીના તપેલાને હલાવે છે એટલે એની વાસ પવનમાં પશ્ચિમ બાજુ જાય છે. કુદરત કુદરતનું કામ કરે છે. એ પાછો આવી બેસે છે.

એટલામાં દીવાથી પડતા પડછાયા સિવાયના બીજા પડછાયા ટેકરી ઊતરતા દેખાય છે. એ આપણી રીસાઇ ગએલી ટોળીનાં માણસો

છે. એક પછી એક એ પાછાં આવી દેવતાની આસપાસ ધીમેથી ગોઠવાઇ હાથ લાંબા કરીને તાપવા માંડે છે. કુદરતે પોતાનું કામ કર્યું એમ સિદ્ધ થાય છે, અને એ કુદરતનું સનાતન મૂળ પ્રાણીમાત્રના ઉદરમાં છે એ પણ સિદ્ધ થાય છે. જગતમાં બધું બદલાય છે, પણ કુદરતનું આ સનાતન નિવાસસ્થાન છેવ. જંતુ, પશુ, પંખી, માણસ, રાય અને રંક બધાને માટે એક જ છે.

આમ, બધાં કુદરતને માન આપી સ્વસ્થ બને છે. માત્ર ગુમાન-દેવી દેખાતી નથી. થોડી વાર પછી પાસેના એક ઝાડના થડને અઢેલીને ઊભેલી એ દેખાય છે. એણે પોતાના દાંત પીસેલા છે ને હોઠ કરડ્યા કરે છે. કુદરતે એને માટે કેવું ભવિષ્ય નક્કી કર્યું છે એની કોઈને ખબર નથી.

બીજો અંક સમાપ્ત

પહેલા અંકમાં પડદો ઉપડતાં સંપૂર્ણ સુખસગવડ અને ફરનીચર-વાળો સુશોભિત મોટો ખંડ મહેલ જેવા ઠાકોરના મુંબાઈના બંગલામાં જોયો હતો. આ અંકમાં પડદો ઉઘડતાં એટલો જ વિશાળ ખંડ પણ મોટાં ઝાડના ભારે પાટડાની ભીંતોનો બનેલો જણાય છે. એમાં મૂકેલું ફરનીચર પણ રાક્ષસી અને ભારે છે. વિશાળ થડ અગર મૂળમાંથી કોતરી કાઢેલી ખુરશીઓ અને ત્રીપાઈઓ છે. વચ્ચે જાડાં પાટીઆનું ટેબલ છે. વહાણમાંથી ભેગી કરેલી અનેક ચીજોના વિવિધ ઉપયોગ કરેલા જણાય છે. વહાણનાં જુદાં પડેલાં પાટીઆં જે જે હાથ આવ્યાં તેના પણ અનેક પ્રકારના ઉપયોગ કરેલા છે! આમ, તરવા માટે કેડે બાંધવાનાં ચક્કરનો ઉપયોગ ઓરડાની વચ્ચે ટાંગીને તેનું દીવાનું ઝુમ્મર બનાવવામાં કરેલો છે. વહાણનાં પાટીઆંનાં કબાટ, પેટીઓ, રસોડામાં સામાન મૂકવાના ઘોડા વગેરે બનાવેલુંછે. વહાણના ખીલા, લોખંડના પટા વગેરે જે જે મળ્યું તે બહુ શ્રમપૂર્વક, જીવને જોખમે લાવીને સંગ્રહવામાં આવ્યું હતું, અને એ લોખંડ જ આ બેટને સુંદર રહેઠાણમાં ફેરવવાને સહાયભૂત થયું છે. ખીલા વગેરેમાંથી ઓજારો બનાવવામાં આવ્યાં છે અને એવાં ઓજારો માટે એક ખાસ ઓરડો થયો છે. બેટના સરદારની પ્રયોગશાળાનો એક જુદો ઓરડો છે. બધા ખંડમાં જવા માટે ચાલીઓ, પડાળીઓ કાઢેલી છે અને ઓટલા, ઓશરીઓ વગેરે તેને અનુરૂપ કરેલાં છે. જંગલી સાધનોથી પણ અનુભવી મિસ્ત્રીએ બાંધેલા મોટા ઘર જેવું સગવડવાળું એ મકાન છે. પાછળના ભાગમાં જે ટેકરી હતી તેને

કોતરીને એલીફંટા, કૅનેરી વગેરેની ગુફાઓની પેઠે થાંભલાવાળા ખંડ બનાવવામાં આવ્યા છે અને એમાં કોતરકામ કરવામાં આવ્યા છે.

ટેકરીની પાછળના ભાગમાં એક નાની સરખી નદી વહે છે. પહેલાંની ઝૂંપડીથી આ નવા મકાનનું સ્થળ એક માઈલ દૂર આવેલું છે. આ નદીને માટે જ આ સ્થળ પસંદ થયું છે. પાસે એક ધોધ પડે છે. એની ઉપર થોડે છેટે નદીનું મૂળ છે. ધોધમાં ચક્કરો ગોઠવી એની શક્તિનો પણ વિવિધ યંત્રોમાં ઉપયોગ કરવામાં આવ્યો છે. નદીની આસપાસની જમીન ઘઉં, ડાંગર, કેટલાંક કઠોળનાં લીલાં ખેતરો અને શાકભાજીની વાડીથી શોભી રહી છે. વહાણમાંથી બચાવેલું અનાજ વાપરતાં, પ્રથમની ઝૂંપડીની આસપાસ ફેંકેલાં બીઆંમાંથી અનાજના કેટલાક છોડ ઊગી નીકળેલા તેમાંથી વધારે બીજ ઉત્પન્ન કરી એ વર્ષની અંદર અહીં સારી ખેતીવાડી જમાવી છે. વહાણમાંથી બચાવેલો દારૂગોળો અને બંદૂકો બહુ સંભાળથી ગુફામાં રાખેલાં છે, અને એનો ઉપયોગ ભાગ્યેજ જરૂરના કામ પ્રસંગે થાય છે. સામાન્ય રક્ષણ માટે તો તીર કામઠાં જ બનાવવામાં આવ્યાં છે. ભૂલેશ્વરે કૉલેજમાં ન ફાવ્યાથી એ વર્ષ મેડિકલ કૉલેજમાં એટલી જ નિષ્ફળતાથી ગાળેલાં તેનો અનુભવ અહીં વિચિત્ર રીતે કામ લાગવા માંડ્યો છે અને મરેલાં બકરાંની ચામડી સાફ કરવામાં એણે હવે કુશળતા મેળવી છે. ઠંડી ઋતુમાં ચામડાનાં વસ્ત્ર ન છૂટકે પણ પહેરવાં પડે છે. મરેલાં ઢોરના ચરબી પણ ભેગી કરી મીણબત્તીઓ બનાવવામાં એણે કુશળતા મેળવી છે. જો કે આ બધું કામ શીખવા માટે શરૂઆતમાં એને થોડો વખત ડોલમાં માથું બોળાવવું પડ્યું હતું!

લાકડાની છાજલીઓ ઉપર લાકડામાંથી કોતરી કાઢેલાં અને માટીનાં બનાવેલાં પાત્રો પડ્યાં છે. કુંભારની કલામાં તો ઘરનાં બધાં માણસોએ ઓછીવત્તી કુશળતા મેળવી લીધી છે વહાણનાં કેટલાંક પીપને ઊભાં અરધાં ચીરીને આરામખુરશી અને કાચના તકીઆ બનાવવામાં આવ્યા છે, જંગલી ઘેટાંના ચામડાના ગાલીચા બનાવવામાં આવ્યા છે.

દૂધને માટે શરૂઆતમાં જંગલી બકરાંને પકડી બકરીનાં દૂધ ઉપર રહેવું પડેલું. અને પછી જંગલી ગાયો પણ પકડીને પાળી હતી. દૂધ, ઘી, દહીં છાશની હવે છોટ ઉપર રેલછેલ થઈ છે. ચાહ શરૂઆતમાં વહાણમાંથી બચાવેલા ડબાની ચાલી, પણ હવે તો ઘઉંને શેકીને એક જાતની ચાહ બનાવી છે અને કોઈ વખતે સ્વદેશ જવાનો વખત આવે તો ચાહના વિરોધીઓને સંતોષ આપવા જેટલી ટેવ પડી ગઈ છે.

જીવીના હાથમાં રસોડાની પૂરેપૂરી સત્તા છે. જીવી હવે ઘણી સુધરી ગઈ છે અને એની રીતભાત, ભાષા, બધું સુધર્યું છે આપણે આગળ જોઈ ગયા કે જીવી એકલી જ ડૂબતા વહાણમાંથી સમય-સૂચકતાથી કપડાનો સારો જથ્થો લાવી હતી. શરૂઆતમાં એની જાડી સાડીઓ અને લૂગડાં રાજવંશી બરાંઓને ગમતાં નહિ અને બહેનો રાત્રે ગભરાટમાં પહેર્યે લૂગડે નીકળેલી હોવાથી જીવીએ પોતાનાં લૂગડાંમાંથી આપવા પ્રયત્ન કરેલો પણ તેનો તિરસ્કાર થએલો. હવે એનાં કપડાંનું પોટલું આશીર્વાદરૂપ થઇ પડયું છે. કોઈ આનંદને પ્રસંગે એ કપડાંનો ઉપયોગ થાય છે. તે સિવાય હમેશના ઉપયોગ માટે અને કામ કરતી વખતે ચામડાંનાં કપડાં પહેરવા માટે બનાવવામાં આવ્યાં છે. આમ છતાં પણ જે કપડાં સંભાળીને રાખેલાં છે તેને પણ અનેક થીગડાં લગાડવા પડયાં છે. જીવીના મુખ ઉપર અત્યારે અધિકાર અને સંતોષની છાયા દેખાય છે.

આગળ વર્ણન કર્યું એ મુખ્ય ઓરડાની જોડેનો રસોડાનો ઓરડો છે એમાં બેઠીબેઠી જીવી શાક દીટે છે. બાજુને બારણે કોઈ ટકોરા મારે છે, પણ એનું ધ્યાન એમાં નથી. બારણું ન ઉઘડવાથી એ વ્યક્તિ બાજુની બારીમાંથી કૂદીને અંદર આવે છે. એ બીજું કોઇ નહિ પણ પહેલાંના ઠાકોર સાહેબ વાલકેશ્વર પોતે છે. એ ફરી ગએલા માણસ દેખાય છે. સ્થૂલતા જરા એની એ છે, પરન્તુ ચરબી ઓછી થઇ છે અને એને લીધે સ્ફૂર્તિ આવી છે. એ હવે

સહેલાઈથી કૂદી શકે છે. એમણે અરધી બાંયનું ચામડાનું ખમીસ પહેર્યું છે અને ચામડાની ચડ્ડી પહેરી છે. નવી પરિસ્થિતિને એ બરાબર અનુકૂળ થઇ ગયા છે. એમના મુખ ઉપરનું ઢીલાપણું અને અધીરાઈ જતાં રહ્યાં છે અને તેને બદલે અપૂર્વ સંતોષ દેખાય છે. શરીરમાં લાલી દેખાય છે. એમને હવે બધા કાકા કહે છે.

એમણે તુંબડી અને વાંસ વગેરેમાંથી એક નાનો ગરબો એકતારો બનાવ્યો છે અને એકાંતના સમયમાં ભજનો ગાવાનો શોખ ખીલવ્યો છે. અત્યારે એકતારો લઈને તે ગણગણતા જીવી પાસે આવે છે અને પાટલા ઉપર બેસી શાક દીટની જીવીની સામે પાટલો માંગ્યા વગર જ નીચે જમીન ઉપર બેસી જાય છે. કુદરતે એમના ઉપર તો પોતાની સત્તા પૂરેપૂરી જમાવી છે. એમની મોટી દીકરી ઉપર કેટલી જમાવી છે એ જ હવે જોવાનું છે. કાકા નીચે બેસીને એકતારાના સૂરની સાથે ભજન લલકારે છે.

[ આ ઓરડા ઉપર પડદો ખુલે છે. ]

વાલકેશ્વર : ( એકતારો વગાડતાં )

જીવ તું શીદ કલ્પના કરે,
કૃષ્ણને કરવું હોય તે કરે,
થનાર વસ્તુ એણી પેરે થાયે, શ્રીફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણી પેરે જાયે જયમ ગજ કોઠું ગળે.
કૃષ્ણને કરવું હોય તે કરે.
જીવ તું શીદ કલ્પના કરે,
કૃષ્ણને કરવું હોય તે કરે.

[ અટકે છે. જીવી બાજુના એક બારણા તરફ આંગળી કરીને ત્યાં ચોંટેલા "ગરબડ કરવી નહિ" અને "તમારું કામ પતાવો અને બીજાને કામ કરવા દો." એવા બે પાટિયાં બતાવે છે. વાલકેશ્વર એ જોઈ શાંત થઈ જાય છે. ]

વાલકે : (જીભ કાઢી) શું જીવી, બોલતી યે નથી! સરદાર સાહેબ બહાર ગયા છે એવો મને તો ખ્યાલ હતો.

જીવી : ના, એ તો અહીં જ છે. અને અત્યારે કામને વખતે તમને અહીં ગપાટા મારતા દેખે તો—

વાલકે : ( ગભરાય છે અને એકતારો ખુણામા મૂકી દે છે. જીવી એમને થોડી પાપડી આપે છે તે લર્ડને ફોસવા બેસે છે ) જીવી, અત્યારે એ શું કરે છે?

જીવી : મને લાગે છે કે નહાવાની ઓરડીમાં ઠંડું અને ગરમ પાણી તૈયાર બે જુદા જુદા નળ વાટે મળે એવાં કાંઈક ગોઠવણ કરવામાં પડ્યા છે.

વાલકે : ખરે, એ ગમે તેમ કરી શકે એવા સમર્થ છે. જેણે સુતારી અને લુહારી કામનાં બધાં જ ઓજારો પોતાની મેળે બનાવ્યાં તે શું નહિ કરે ?

જીવી : (ગર્વથી) હા ભાઈ હા.

વાલકે : એક પાંચ સાત કટાએલા ખીલામાંથી એમણે ઓજારો બનાવ્યાં; અને હવે તો જો, આ બધું ફરનીચર, ખુરશીઓ, ટેબલો, ત્રીપાઇઓ, ધોધ આગળ પીસવાની મીલ, વગેરે કેવું કેવું બનાવ્યું છે! આ જંગલમાં મગળ બનાવી દીધું છે! ખરેખર, આપણા સરદારને માટે ગમે તેને માન ઉત્પન્ન થાય.

જીવી : કાકા, તમારાથી કામ ઓછું બને છે, પણ તમારે લીધે અમને બધાંને મઝા બહુ પડે છે. (વાલકેશ્વર હસે છે) હેં કાકા, હવે તમને જૂના દિવસો સાભરે છે? આપણે બધા જુદા જ હતા, નહિ ?

વાલકે : (જરા અટકીને) સંજોગો બધાંને બદલે છે.

જીવી : પણ કાકા, પરભુ કરે ને પાછા દેશ જવાનો વખત આવે તો ?

વાલકે : મેં તો એ બાબતના વિચાર જ છોડી દીધા છે.

જીવી : બહુ લખત પહેલાં, તમને યાદ છે કાકા, આપણા બેટ પાસેથી દૂર એક વહાણ પસાર થતું દેખાયું ત્યારે આપણે બધાએ છેક છાતીપુર પાણી સુધી દરિયામાં દોડીને મોટા ઘાંટા અને ચીસો પાડી હતી! તમે પણ, કાકા, હાથ ઊંચા કરી કેટલી ચીસો પાડી હતી ! પણ વહાણ ચાલ્યું ગયું.

વાલકે : પણ હવે તો આ ટેકરી ઉપર અવાજ સાથે સળગી ઊઠે અને મોટા ભડકા થાય એવા પદાર્થોના ઢગલા સરદારે ગોઠવી મૂક્યા છે, કે જો ચારમાંથી કોઈ બાજુએ કોઈ વહાણ જતું હોય તો એની નજરે ન પડે. એનો પલીતો પણ વાંસની નળીઓ વાટે અહીં પાસે રાખ્યો છે એટલે વહાણ જોતાંની સાથે જ પલીતો સળગાવીને ભડકાથી તેને ખબર આપી શકાય.

જીવી : ( આશ્ચર્યથી ) સરદારની અક્કલની તો વાત જ થાય તેમ નથી !

વાલકે : ( આવેશમાં આવીને ) અને હવે વહાણ આવે તો પછી મુંબાઈ ! કેમ ખરૂં ને ?

જીવી : (સંભારીને વેગથી) મુંબાઈ ! શનિવારની રાતનું મુંબાઇ ! ખરૂં ને, કાકા ?

વાલકે : અને ગવર્નરની લેન્ઢીમાં–

જીવી : (વચ્ચેથી) અને ચોપાટી ઉપર પૂરી પકોડી અને ગંડેરી–

[ દાળ ઉભરાય છે અને ઢાંકણું નીચે પડે છે. બન્નેનું સ્વપ્ન ઊડી જાય છે. ]

વાલકે : જીવી મને માખણ ને ખાંડ તો આપ. ( શેરડીમાંથી ખાંડ બનાવી છે. )

[ વાડીમાથી કાપેલાં ફળનું મોટું પોટલું જમીન ઉપર મૂકવાને ખભેથી ઉતારતો ભૂલેશ્વર પ્રવેશ કરે છે. એનું વર્ણન આગળ આવી ગયું છે. એને પહેલાં જોનારો તો ઓળખી શકે નહિ. કોઈ મલ્લ જેવું એનું શરીર થએલું છે. ખોટી ચરબી ઊતરી ગઈ છે. એને કાને કાકાના શબ્દો પડે છે. ]

ભૂલે : માખણની શી વાત કરતા હતા ? અત્યારે માખણ કેવું ?

વાલકે : મારી વાતમાં તારે બોલવું નહિ. સરદારે મારું માથું કદી ડોલમાં બોળ્યું નથી !

ભૂલે : ( એક પાટલો ખેંચીને બેસતાં જીવી તરફ જોઇને ) આજ છ મહીનાથી મારું માથું પણ બાલદીમાં બોળ્યું નથી. હમણાં થોડા દિવસ ઉપર જ સરદારે મને કહેલું કે 'ભૂલા, વિલાયતની દવાઓમાં ન માનનારા અને કુદરતી ઉપચારો પસંદ કરનારા, હાલમાં જળપ્રયોગથી બધા રોગ મટે છે એમ કહે છે. જળપ્રયોગની અસર તારા ઉપર તો અદ્ભુત થઇ છે, ખરું ને ? હવે બાલદીમાં માથું બોળવાની મને જરૂર દેખાતી નથી.' આ સાંભળ્યું ત્યારથી આપણે તો આનંદમાં છીએ.

જીવી : ક્યાં પહેલાંના ભૂલાભાઈ અને ક્યાં આજના ! હવે તો તમે માણસ બન્યા. દેશમાં હોત તો જન્મારો એવા જ રહ્યા હોત.

[ પાટલા અને બાજઠ જમવાના ઓરડામાં લઈ જવા સાફ કરે છે. ]

ભૂલે : જીવી, તને મારી કદર છે ખરી ?

[ જીવી પાટલા બીજા ખડમાં લઈ જાય છે. ભૂલેશ્વર બહારથી આવતા શોભારામને મળવા જાય છે. શોભારામનું મુખ હવે ઢીલું પંતુજીનો ખ્યાલ આપે તેવું નથી લાગતું. એમનો વેશ રબારી જેવો અને શરીર પણ બળવાન દેખાય છે. પાળેલા ઢોર અને ગૌશાળા એમના હાથમાં છે. એમનું નામ ફેરવીને રૂડાજી રાખવામાં આવ્યું છે. એ એક હાથમાં એક નાની પેટી સંતાડતા આવે છે. ]

ભૂલે : આવો રૂડાજી, એ શું સંતાડયું ?

શોભા : ( નાકે આંગળી મૂકી ) કોઇને કહીશ નહિ. વહાણમાંથી મળેલી ચીજોમાંથી પોલાદની ચીપોમાંથી બે પાનાં ઉતારી બે અસ્ત્રા, બનાવ્યા છે, સરદારને ભેટ આપવા છે.

ભૂલે : ( લઇને ઉઘાડે છે) ઓહો, આખો સેટ છે ! આવી સુંદર છીપના હાથા બનાવ્યા છે ! અને આ બ્રશ કેવી રીતે બનાવ્યું ? પોલિશ

કરેલા શીંગડામાં કોઈના વાળ ઘાલ્યા લાગે છે. સાબુ પણ બનાવ્યો છે શું? સરદારને પૂરા સેટ બહુ ગમે છે; એ બહુ ખુશ થશે?

શોભા : તને ખાત્રી છે.

ભૂલે : હા, બહુ જ ગમે છે.

શોભા : ( આજુબાજુ જોઈ ને ) હમણાંહમણાંમાં સરદાર જરા શોખીન થતા જાય છે ને?

ભૂલે : રૂડાજી, હું છાનો છાનો ઘણી વાર એ બધું જોતો રહું છું.

શોભા : ( જીવી નથી એ ચારેબાજુ જોઈ ખાત્રી કરીને ) પેલો ટપકાંવાળા હરણના ચામડાનો સુંદર ઝભ્ભો એમણે છોકરીઓ પાસે શીવડાવ્યો એને માટે તું શું ધારે છે?

ભૂલે : એમાં તો એ રાજવંશી લાગે છે.

શોભા : મને તો લાગે છે રાજવંશી દેખાય માટે જ એ ઝભ્ભો કરાવ્યો છે. ( જરા વિચારમાં પડી ) અરે, હું કયાં વાતમાં પડ્યો? આ અસ્ત્રાને હજી બરોબર ઉતારવા પથરા ઉપર ઘસવા લઈ જવા છે.

ભૂલે : (વધારે વાત કઢાવવા) રૂડાજી, એક વાત કહું?

શોભા : ( પાસે આવી ) શું છે?

ભૂલે : ( ડરતાં ડરતાં ધીમેથી ) જુઓ, તમે બ્રાહ્મણ છો અને વળી ભણેલા પણ છો. તો પછી બધું સીધું ઉતારી દ્યોને!

શોભા : પણ તમને એક વાતની ખબર છે? સરદારને કાંઈ છાનું કે ખાનગી રાખવું કે કરવું પસંદ નથી. એ એમની બહુ સારી ટેવ છે.

ભૂલે : ત્યારે તમે બધું કરશો ને?

શોભા : શું?

ભૂલે : 'શું, શું', શું કરો છો? તમે 'સમે વરતે સાવધાન કરશો ને? ગોર બનશો ને?

ભૂલે : એ કેવી રીતે બને?

ભૂલે : એમાં બનવાનું વળી શું?! એતો કુદરતી છે! અને જે કુદરતી તે સાચું, એ આપણા આ બેટની વસ્તીનો સિદ્ધાન્ત છે.

શોભા : ના ના, એમ નહિ. એ જ સવાલ આજે મને પૂછ-વામાં આવ્યો હતો.

ભૂલે : (આશ્ચર્યથી) ક્યાંથી, સ્ત્રીવર્ગ તરફથી?

શોભા : ના, એ લોક તો પહેલાં પણ વાતો કરતાં; પણ આ તો સરદારે પોતે પૂછ્યું.

ભૂલે : (ખુશ થઈને) આ બામણ જબરો દેખાય છે!

શોભા : (દરેકના મનમાં ચોરી હોવાથી અને કાંઈ આંધળે બહેરે કુટાતું લાગવાથી) અરે, સરદાર તમારે માટે પૂછતા હતા એમ તમે ધારો છો?

ભૂલે : હાસ્તો. વળી; આપણા બધાની પ્રેમવાર્તાઓની સરદારને ખબર છે. તમે શો જવાબ દીધો?

શોભા : આપણા રિવાજ પ્રમાણે વાંધા તો ઘણા છે, પણ મેં તો એ ધ્યાનમાં ન લેતાં હા પાડી. મેં કહ્યું કે હું ગોર થઈશ.

ભૂલે : (શોભારામનો બરડો થાબડી) જબરા છો માસ્તર!

શોભા : (વિચારમાં પડી પછી હસીને) પણ મને હજી શંકા છે. એ તમારે માટે નહોતા પૂછતા.

ભૂલે : એ શંકા તમે ન કરતા.

શોભા : ત્યારે તો અભિનંદન! ભૂલાભાઈ. ચંપા સારી છોકરી છે.

ભૂલે : એ તમે શાથી ધાર્યું?

શોભા : એ તો જૂની વાત છે. એક વાર એના અને તમારા સ્નેહની વાત સ્ત્રીવર્ગમાં નીકળેલી ત્યારે મામા ફોઈની સગાઈમાં લગ્ન થાય નહિ એ વાત નીકળી હતી. મેં રદિયો આપ્યો કે દક્ષિણ હિન્દુસ્તાનમાં મામાની છોકરી હકથી ફોઈના છોકરાને પરણે છે. અને વળી ઠાકોર તમારા સગા મામા ક્યાં છે; એટલી સગાઈમાં તો

આપણામાં પણ નાની ન્યાતોમાં હવે પરણે છે. એટલે એ વાત તો હવે છાની નથી, મહેરબાન !

ભૂલે : એ તો ઠીક હવે માસ્તર, પણ મારું મન તો બીજે છે.

શોભા : અરેત્તા—રી—ની ! વળી નવું શું થયું ? કહો તો ખરા !

ભૂલે : જીવી.

શોભા : એની રસોઇ ઉપર મોહ્યા શું ?

ભૂલે : ( શરમાઇને ) ના, ના.

શોભા : પણ એ કેમ બને ? એ તો જૂના વિચારની અને બ્રાહ્મણ. તમે ક્ષત્રિય છો ! એનું મન તમે જોયું છે ?

ભૂલે : હા, હવે તો એ હોશિયાર થતી લાગે છે. હું એને લાયક નથી એમ હવે મને લાગે છે. મને લાગે છે કે એના હૃદયમાં પ્રેમ-જ્યોત પ્રકટી છે. પીરસતી વખતે એ મારા સામું જોઈ ને હસે છે અને બીજા કરતાં વધારે આગ્રહથી ખવડાવે છે.

શોભા : ( નિશ્વાસ નાખીને ) કેટલાક માણસ પહેલેથી જ ભાગ્યશાળી હોય છે. તમે તો બધું જાણો છો. ચંપેલી તો મારા સામું પણ જોતી નથી. ( ફરી નિશ્વાસ નાખે છે. )

ભૂલે : મને તમારી દયા આવે છે, માસ્તર.

શોભા : ભાઇ, નશીબદાર છો.

ભૂલે : ઠીક ત્યારે, હું જરા અંદર જાઉં ગૌશાળાના શા સમાચાર છે ?

શોભા : સારા છે.

[ ભૂલેશ્વર જમવાના ઓરડામાં જીવી પાસે જાય છે. ]

ભૂલે : કેમ જીવી, બહુ કામમાં છે શું ? હું કરાવવા લાગું ?

જીવી : કામ તો હોયજ ને ! કેમ શા સમાચાર છે ?

ભૂલે : હું તો એક વાત કરવા આવ્યો છું.

જીવી : ( જે હવે વાચાળ અને ટીખળી બની છે ) કહોને, શું છે ?

ભૂલે : તું જાણે છે ને, જીવી, હું પહેલાં કેવો ગધેડો હતો !

જીવી : ગઈગુજરી ભૂલી જાઓને!

ભૂલે : (નિખાલસતાથી અને સુજનતાથી) જીવકોર, હજી પણ હું એવો ભારેખમ તો નથી જ થયો. પણ હું તો બીજું કહું છું. મેં ઘણી છોકરીઓ જોઈ, પણ આ આદર્શ સ્ત્રીનું ભાન તો તમને જોયા પછી જ થયું.

જીવી : (અભણ અને અસંસ્કારી જીવીને આ વાક્ય એક ગંભીર સૂત્ર જેવું લાગ્યું. સૂત્રો બોલવાની ભૂલેશ્વરની ટેવ ભૂલાયે હજી બહુ વખત નહોતો થયો,) જોજો ભૂલાભાઈ, બાલટી યાદ છે ને? સંભાળજો.

ભૂલે : (ઊભા રહેલી જીવીના પગ પાસે બેસી જઈને દયામણે ચહેરે) બાલટીને હું ભૂલી નથી ગયો. પણ બાલટી કરતાં તારો સ્પર્શ મને વધારે સુધારશે એમ લાગે છે.

જીવી : હું બ્રાહ્મણની દીકરી છું તે ખબર તો છે ને?

ભૂલે : હા. પણ એ તો હિંદુસ્તાનમાં; આ નિર્જન બેટમાં તો કુદરતની એક જ જ્ઞાતિ છે.

જીવી : (ખિલાવવાના હેતુથી) ભૂલાભાઈ, તમારા શબ્દોમાં મિઠાશ બહુ છે; બોલો, બોલો. તમે શું ધાર્યું છે?

ભૂલે : (ખુશ થઈ) હું કહું છું તે તું માને તો, આ નદી આગળ વળાંક લે છે ત્યાં એક ટેકરી ઉપર મેં સુંદર જગ્યા પસંદ કરી છે. ત્યાં તારે માટે હું એક ઘર બાંધીશ. ટેબલ ખુરશીઓ બનાવીશ. રસોડાનો સામાન સારામાં સારો વસાવીશ. રાત દિવસ તારી પૂજા કરીશ.

જીવી : (હસીને) હાં, પછી પણ ભૂલાભાઈ? સરદારથી છુટા પડવાનું સહેલું છે? ઘણું કામ એકલે હાથે કરવું પડશે. ઘરમાં બેસી રહેવું કેમ પાલવશે? મારા સામે જોતા રહેશો તો ઘર કેમ ચાલશે?

ભૂલે : (ખુશ થઈ આવેશમાં આવી વાત ફેરવીને) અરે, સરદારે બંધ બાંધ્યો છે તેની દેખરેખ તો મારે હાથ જ રહેવાની. બે દિવસ હું

ત્યાં જઈશ–સ્હવારથી રાત સુધી. બાકીના દિવસો ખેતરમાં કામ કરીશ. જીવી, ઘરમાં રહેવાનું ક્યાંથી આવવાનું છે? અરે, તું કહીશ તો રવિવારે પણ નવરો નહિ બેસું.

જીવી : એ બધું સાચું પણ હું તો બ્રાહ્મણ; મારાથી તમારી સાથે લગ્ન ન થાય.

ભૂલે : ( સામ અને દામથી કાંઈ ન વળવાને લીધે હવે બીજી યુક્તિ વાપરે છે ) જો, જીવી, તને ખબર છે? સરદારની ઈચ્છા છે કે આપણાં લગ્ન થવાં જોઈએ. આ બેટ ઉપર નાતજાત નથી. સરદારની ઈચ્છા એ કાયદો.

જીવી ? (એકાએક મોં પડી જાય છે) શું કહ્યું ? સરદારની ઇચ્છા !

ભૂલે : હા, સરદારની ઈચ્છા છે.

જીવી : સરદારની ઈચ્છા ? હું અને તમે —

[ એકાએક એનું હૃદય ભરાઇ આવે છે. મોઢું ફેરવી તે આંખો લૂછે છે. બહાર સીસોટીનું ગાન સંભળાય છે, અને સામે બારણા આગળ તીરકામઠું હાથમાથી બીતે ખીલી ઉપર ભરાવતો એક સુંદર યુવક પ્રવેશ કરતો જણાય છે. એને જોતાં જ લાગે કે આ નાટકનો તે નાયક હશે. પણ એમ નહોતું. એ તો નાયિકા છે. એ બીજું કોઈ નહિ, પણ કુદરતે બનાવેલો ગુમાનદેવીનો નવો અવતાર છે. આ બેટ ઉપરનું એનું નામ કુસુમ છે. ]

જીવી : ( હતાશ થઇ નિશ્વાસ નાખીને આંખમાં આંસુ સાથે ) સમજી. આ આવી; એણે જ મારા રસ્તામાં પથરો નાખ્યો છે. એમનું મન મારી પાસેથી આણે ચોરી લીધું છે. ( ગુમાન તરફ જોઈને ) એ કુસુમ! પગ ધોયા વગર રસોડામાં કેમ આવે છે?

ગુમાન : ( જીવીનો હાથ ઝાલીને વ્હાલથી ) મારા ઉપર હમેશ ચીડાય છે કેમ, જીવી! આજ તો હું એક અપૂર્વ સૌંદર્યવાળા હરણનો શિકાર કરીને લાવી છું. શું સુંદર એની ચામડી છે! જરીના બુટ્ટાવાળા કીનખાબ હોય એવી એની કાંચળી કે કબજો બને. મને

લાગે છે કે સીતાજી આવા જ મૃગ ઉપર મોહ્યાં હશે. ( ભૂલેશ્વર તરફ જોઇ ) અને ભૂલાભાઈ, એક જંગલી ઘોડાને જીવતો પકડયો.

ભૂલે : તેં પણ હવે ગજબ કરવા માંડ્યો છે! પહેલાં ક્ષત્રિયાણી શિકાર કરતી, ઘોડે બેસતી એ હવે નવલકથાની વાત થઇ ગઇ હતી; તેં તે પાછી સજીવ કરવા ધારી છે ?

ગુમાન : અરે, એ વાત જ ન પૂછ. સોનેરી જેવા રંગનાં ટપકીવાળાં હરણનું ટોળું મેં ચરતું જોયું. નદીની પેલે પાર ગોશૃંગ પર્વતની પેલી બાજુ સરોવર છે તેને તીરે એ એક અપૂર્વ દશ્ય હતું. મેં આ પુષ્ટ હરણને છૂટું પાડવા ને નિરાંતે રમતાં હરણોને ન મારવાનો નિશ્ચય કર્યો. એક મૃગી પોતાના મૃગને ગેલ કરતી એનાં શીંગડાં સાથે પોતાનું ડાબું નયન ખંજવાળતી હતી. એ તો અપૂર્વ દશ્ય હતું, મેં એમની લીલામાં ભંગ કર્યો. ટોળું દોડ્યું ને સાથે હું એવી રીતે દોડી કે મૃગ છૂટો પડ્યો. ઘણા ખાડાટેકરા વટાવ્યા. હું આડે રસ્તે આગળ નીકળી એને આંતરવા પ્રયત્ન કરવા લાગી. છેવટે એક સાંકડા રસ્તામાંથી આ મંદાકિની ( નદી, ટેકરીઓ, સરોવરો વગેરેનાં નામ પાડ્યાં હતાં ) દરિયાને મળવા વળે છે ત્યાં એ નીકળ્યો અને રસ્તો ન હોવાથી નદીમાં પડી તરીને સામે પાર જવા લાગ્યો. હું પણ પાછળ પડી અને પાર નીકળી. તે પહેલાં એ ઝાડીમાં અદૃશ્ય થયો. હું શોધમાં ફર્યા કરતી હતી, એવામાં પાછો નદી કિનારે અવાજ સાંભળ્યો અને પાણી પી રહેલા મૃગને ઓળખ્યો. તરત તીરથી વીંધી નાખ્યો.

ભૂલે : અરે વાહ! બહાદુર ચાંદબીબી કે અહલ્યાબાઇનો તારી આગળ હિસાબ નથી.

જીવી : ત્યારે તને થાક લાગ્યો હશે, કુસુમ !

ગુમાન : અરે, મને તો આ ભારે ઉત્સાહમાં ખબર પણ નથી પડી કે કેટલું દોડી.

[ સીસોટીથી ગાયન ગાય છે. ]

જીવી : જો, કુસુમ ! મારાથી કોઈ સ્ત્રી સીસોટી વગાડે એ ખમાતું નથી.

ગુમાન : પણ મને એ ગમે છે.

જીવી : ( ગુસ્સાથી એનો હાથ પકડી ) પણ મને બિલકુલ ગમતું નથી. તું એ ટેવ નહિ છોડે ?

ભૂલે : સાઈકલ ઉપર બેઠેલો રબારી, છાપું વાંચતો કણબી, સાબુ વાપરતો ઘાંચી, સંસ્કૃત શ્લોક બોલતો ગોલો, કુસ્તી કરતો દરજી, સ્નો લગાડી પાઉડર છાંટતો ઘાટી, અને સીસોટી વગાડતી સ્ત્રી, એ બધું સરખું લાગે છે.

ગુમાન : પાછું તારૂં ચાલ્યું ? (જીવીને) તારા કહેવાથી હું ટેવ છોડું ?! તું ને હું સરખાં. તું કાંઈ મારી ઉપરી નથી.

[ બંને એક બીજા સામે આંખો કાઢી જોઈ રહે છે. ]

ભૂલે : આ તમે લોકો લડો છો પણ–પણ ( સરદારના ઓરડા તરફ અને 'ગરબડ કરવી નહિ' એ પાટીઆ તરફ આંગળી કરીને ) અક્કલ નથી ? 'આ' જાણશે તો શું કહેશે ? 'એમને' કેટલું દુઃખ થશે ?

[ ગુમાનની આંખ્યો નરમ થાય છે. એનું મુખ આ પહેલી જ વાર નરમ દેખાય છે. ]

ગુમાન : જીવી, મારી ભૂલ થઇ. તને સીસોટી નહિ ગમતી હોય તો હવે હું તારી આગળ ન વગાડવા ખાસ ધ્યાન રાખીશ.

[ જીવી શાંત થવાને બદલે આંસુ સારે છે. ]

શું છે હવે, જીવી ! હવે શા માટે રડે છે ( જીવીને બરડે તે હાથ ફેરવે છે. )

જીવી : ( હસી પડીને વાત ઉડાવતાં, મને થયું કે હું તને ચીડાવું, પણ તેં તો મિજાજ ન ખોયો.

ગુમાન : ખરૂં. પહેલાં હું ઘડી ઘડી મિજાજ ખોતી હતી. હવે મને થાય છે કે હું બધાંની સાથે ભલાઈ રાખું.

જીવી : આ પણ અભિમાનથી ભરેલું જ બોલે છે. ભલાઇ તે વળી ગાખવી પડે?

ગુમાન : (પુરુષના વેશ અને શિકારથી કાંઈ નવા બળનો પોતાને અનુભવ થતો હોય એવું મુખ કરીને) ખોટું ન લગાડ, બહેન, હું સ્વભાવ ઉપર કાબુ મેળવીશ.

[ આ વાતો એકાએક અટકે છે. ચંપા અને ચંબેલી એવા જ પુરુષ વેશમાં ખેતરમાંથી કામ કરી રીંગણાં અને સરગવાની શીંગોનાં પોટલાં લાવેલાં હોય છે તે નીચે મૂકે છે. ભૂલેશ્વરની દેખરેખ નીચે ખેતરમાં એ બંને કામ કરે છે. ઉપરાંત રસોડામાં જીવીને મદદ કરવાનું અને પીરસવામાં મદદ કરવાનું પણ કરે છે. ]

ચંબેલી : આજનાં રીંગણાં સરસ છે.

જીવી : હું જરા કામમાં છું. તું જ સમારીને દાળમાં નાંખ. બાકીનાં સાંજે ચાલશે. શીંગો કાલે કરીશું. (ચંપાને) કમુ, તું ઢોરનું ખાણ બાફવા મૂકી દે ને? (ચંપાનું નામ કમુ, અને ચંબેલીનું રમુ પાડેલું છે.)

ચંપા : જીવી, આજે સરદારના તહેનાતમાં રહેવાનો વારો કોનો છે? મારો હોવો જોઇએ.

ચંબેલી : મારો છે.

જીવી : કોઇનો યે નથી. એમને તો કુસુમ ગમે છે. કાલે બોલી ગયા હતા કે એ જ રહે. (બધાંનાં નામ જીવીએ પાડ્યાં હોવાથી એનું પોતાનું નામ એ નું એ રહ્યું છે.)

[ ગુમાન હસીને સીસોટી વગાડે છે. ]

ચંપા : (અદેખાઈથી) હસે છે શું, દેડકી!

જીવી : પાછી સીસોટી વગાડી? એમાં હરખ ઉભરાઇ જાય છે એને તો!

ગુમાન : જીવી, પ્રભુ કરે ને મારા જેટલો હરખ તને થાય. તને હરખાવવા તું કહે તે કરવા તૈયાર છું.

જીવી : મને તું શું હરખ પમાડે (ચીડાવવા ખાતર, જેને કોઈ નથી સભારતું એવા ભૂલેશ્વરને સંભારીને ) મને હરખાવનાર તો છે.

[ ત્રણે બહેનો ચમકે છે. ]

ચંપા : કોણ ?

ચંમેલી : ના, ના. એ તો ન હોય. ( પોતાના મનમાંનું નામ બોલી શકતી નથી. )

ભૂલેશ્વર : (શરમાઈ ને) ચમકશો નહિ. એ તો મારે માટે કહે છે.

ચપા : તમે જ કે ? ( ચંપામાં પણ શરીર અને મન બંનેમાં કુદરતે ફેરફાર કર્યો છે. )

[ ભૂલેશ્વર સુધર્યો છતાં બીજાં એનાથી વધારે સુધર્યા હોવાથી એનો વકર જરા પણ વધ્યો નથી. ]

ભૂલે : ( કોઈ ને—ચંપાને પણ આશ્ચર્ય નથી થતું તેથી દિલગીર થઈ ને ) ઠીક ત્યારે, તમે ચારે તમારૂં કામ કરો. મારૂં માથું દુઃખે છે. હું જઈને સૂઈ રહું છું. બધાંનાં કાળજાંમાં વાજાં વાગે છે તે કાંઈ છાનું નથી. જેને ફાવે તેવા સૂર કાઢે છે અને ફાવે તે સાંભળે છે. ( આ બોલવા ઉપર કોઇ ખાસ ધ્યાન નથી આપતું. ચંપાને— એ, કમુ. તને પણ કાંઈ થતું નથી ? થોડા મહીના ઉપર તમે બધાં અને માસ્તર શી વાતો કરતાં હતાં ? હમણાં આટલો બધો ફેર ? મને ખાત્રી હતી કે તારામાં કંઇક લાગણી હશે.

ચંપા : બહુ સારૂં.

[ ભૂલેશ્વર જાય છે. કોઇ સહાનુભૂતિનો શબ્દ પણ કહેતું નથી. સૌ સૌના તાનમા છે. ]

ગુમાન : ( જીવીને ) આજે મારે સરદારને વીરસવાની તહેનાતમાં રહેવાનું છે તો તું મને તારી પારોજી સાડી જરા ફરાથી પહેરવા ન આપે ?

જીવી : ના.

ચંપા : જીવી ના આપતી.

ગુમાન : (હજી નરમાશથી સમજાવીને) જીવી, તું જાણે છે ને કે 'એમને' એ પીરોજી સાડી બહુ જ ગમે છે.

જીવી : એમાં મારે શું? તું એવી લઈ આવ.

ગુમાન : આ બેટમાં એ એક જ છે.

જીવી : અને એ મારી છે.

ગુમાન : (આખરે મૂળ સ્વભાવ પાછો લાવી) જીવી, અમારી ભારે સાડીઓ દરિયાને તળીએ ગઈ અને તું તારો લબાચો લઈને આવી છે એટલે રોફ મારે છે કે? સીધે સીધી એ સાડી મને આપી દે.

ચંએલી : બીલકુલ નહિ.

જીવી : હું આપવાની જ નથી ને?

ગુમાન : (જોર જુલમથી લેવા જતી હોય તેમ) જોઉં છું કેવી નથી આપતી.

જીવી : લઈ જો જોઈએ, કુસુમ, કેવી લે છે?

[ આ ધાંટાધાટ ચાલતી હતી અને લડાઈ આગળ વધત, પણ બાજુના ઓરડામાથી અવાજ આવે છે: 'કુતરાની પૂછડી વાંકી ને વાંકી.'

બધાંનું ધ્યાન એ તરફ જાય છે અને બધાં ચૂપ થઇ જાય છે. પગનો પણ અવાજ ન થાય એમ હલકે પગલે બધાં સૌ સૌને કામે લાગી જાય છે. જમવાની તૈયારી થવા માડે છે. મુખ્ય ઓરડામાં સરદારને જમવા માટે પાટલો ને બાજઠ મૂકેલા હોય છે. પછી બીજા ખંડમા બાકીના જમે છે એવો રિવાજ છે. એક જણ થાળી તથા વાડકી મૂકી જાય છે. બીજી લોટો ભરીને મૂકે છે. ત્રીજી મીઠું ચટણી, લીંબુ, અને અથાણાં મૂકે છે. ઓરડાની છતમાં ચામડાનો એક લાંબો પંખો ટાંગેલો છે. એને દોરડી બાંધીને ભીંતમાંના કાણામાંથી એ દોરી બીજા ખંડમાં કાઢીને તાપના વખતમા ખેંચવામાં આવે છે. ચાર સ્ત્રીઓમાથી એકનો વારો પંખો ખેંચવાનો હોય છે, એક જણ

તહેનાતમાં ઊભી રહે છે અને જે જોઈએ તે લાવવાનું કહે છે. બીજી રસોડામાંથી પીરસણું લાવે છે. ત્રીજી બધું કાઢી આપે છે. આજે તહેનાતમા ગુમાનનો વારો છે. ગુમાન રસોઈ પકાવવા સિવાય બધા કામમા ઘણી હોશિયાર થઈ ગઈ છે; એવીકે કોઈ પણ મોટા ઘરમાં મહીને પચીસ રૂપિયા કોશ, આયા તરીકે, એને આપવાની આનાકાની ન કરે.

હાથમાં, જે એકની એક ભગવદ્‌ગીતાની ચોપડી બચી છે તેના એકાદ અધ્યાયનો પાઠ કરી, ચોપડી હાથમાં રાખી સરદાર પ્રવેશ કરે છે અને જમવાના ઓરડામા એક ત્રીપાઈ ઉપર ચોપડી મૂકી, હાથ ધોઇ પાટલે બેસે છે. એમનો પહેરવેશ બધાના જેવો જ છે. ચામડાના કપડા પહેરેલાં છે. પરંતુ ફેર માત્ર એટલો જ છે કે કપડાં જરા વધારે સફાઇથી શીવેલાં છે. એમની બત્રીસ વર્ષની ઉમરના પ્રમાણમા મુખમુદ્રા ઘણી ગંભીર છે. કોઇ મોટા કામનો ભાર હોય એવી આખો અને મોં દેખાય છે. આમ છતાં પણ એ હસે છે. પણ એ હાસ્યમાં પણ ભારેખમપણું દેખાય છે. ચહેરો સુંદર છે, પણ બુદ્ધિની પ્રબળતાને લીધે એ સુંદરતામા કોમળતા નથી દેખાતી. શરીરના બધા ભાગની ટાપટીપ એવી રીતે કરેલી છે કે એના ઝીણા વર્ણનની અહીં જરૂર નથી પણ એમને જોતાં લાગે કે ઘરનાં બીજાં બધાં માણસો કરતાં એમની ટાપટીપ વધારે છે; અને બધાં કરતાં આ કોઇ ઊંચા દરજ્જાનો માણસ છે એમ જોનારને લાગે. એમના દેખાવ અને વર્તણુક ઉપરથી સમજાય કે રઘુવંશના દિલીપ રાજાની પેઠે આ બેટના આ રાજા ગંભીર તેમજ મળતાવડા હોવાથી સમુદ્રની પેઠે અદૃશ્ય અને અભિગમ્ય છે.

તહેનાતમાં કોણ છે એ ઉપર બહુ ધ્યાન આપ્યા વગર સરદાર પાટલે બેસે છે અને તુરત ગરમ વાનીઓ પીરસાવા માંડે છે. સુંદરલાલ પોતે જ સરદાર છે. ]

સુંદર : ( બાજુમાં ઊભેલી ગુમાનને જોઇને ) કોણ કુસુમ છે કે ? આજે જમણમાં વધારે વસ્તુઓ બનાવી દેખાય છે. દાળની વાસ આજે ઘણી સારી છે.

ગુમાન : આજે ગરમ મશાલો તૈયાર કરાવેલો છે.

સુંદર : હમણાં વીજળીક શક્તિ ઉત્પન્ન કરવાની પંચાતમાં પડચો છું એટલે ઘર, વાડી, ખેતરો વગેરેમાં નજર નથી નંખાતી. પણ બધું સંતોષકારક ચાલતું દેખાય છે. વ્યવસ્થામાં તારૂં મગજ હવે સંપૂર્ણ થયું લાગે છે, કુસુમ. (ભજીયું લઇ મોંમાં મૂકે છે.) ઓહો, ભજીયાં પણ ઘણાં સારાં છે.

ગુમાન : (કુલાઇને) જી, અમારી ફરજ છે. વખાણ કરવાને બદલે ભૂલ બતાવો.

સુંદર : હું એકલો જ કાંઈ તારા વખાણ નથી કરતો. બીજા પણ કરે છે. કુસુમ. તું બહાર જાય છે ત્યારે કોઇને સાથે લઈ જાય છે કે? હું ધારૂં છું વખતે બીજું કાંઇ નહિ તો કાંઇ બોજો ઉચકાવવા માટે ભૂલાને કે રૂડાજીને—

ગુમાન : ના, કદી નહિ. મને કોઈનો ડર નથી. હું એકલી આખા બેટમાં ગમે ત્યાં ફરી શકું છું. જોકે એ લોકો કદી ના પાડતા નથી; પણ બોજો ઉપાડવા માટે કોઈની જરૂર નથી.

સુંદર : કુસુમ, તું ખરેખર બહાદુર છોકરી છે.

[ સુંદરને એક ક્ષણ લાગે છે કે નોકરનાં બહુ વખાણ થઈ ગયાં. જરા અટકે છે. ગુમાનને વાતો થાય તે અને ખાસ કરીને પોતાનાં વખાણ બહુ ગમે છે, પણ સરદાર બંધ રહે છે એટલે એનો ઉપાય નથી. થોડો વખત કંઈ વાતચીત થતી નથી. માત્ર સબડકા સિવાય બીજો અવાજ નથી થતો. ]

સુંદર : આજ તો તેં શિકારમાં ભારે કરી એમ સાંભળ્યું. કેટલાં તીર ખોયાં?

[ બંદૂક ખાસ જરૂર માટે રહેવા દેવામાં આવતી. જે થોડું લોખંડ ડૂબતા વહાણમાથી બચેલું તેમાંથી તીરના ભાલા બનાવેલા, એટલે તીર ખોવાય તે પાલવતું નહિ. છોડેલા તીર શોધીને લાવવાં પડતાં. વળી નિશાન ખાલી જાય એવાં તીર છોડવાનો અર્થ નહિ, એવું પણ એ વાકયમાં સૂચન હતું. ]

ગુમાન : એક તીર ખોયું ત્રિશૂલગિરિની પાછળના આંબલીના વનમાં. ઘણી શોધ કરી પણ મળ્યું નહિ.

[ ત્રણ શિખરવાળી એક ટેકરીનું નામ દઇ તેણે કહ્યું. ]

સુંદર : ઓહોહો! એટલે બધે દૂર તું એકલી ગઈ કુસુમ ! ત્યાં જતાં તો નદીનો ઊંડો પટ તરવો પડે છે

ગુમાન : તરીને ગઈ. મેં નિશ્ચય કર્યો હતો.

સુંદર : ભારે કરી. પણ જો એ જોખમ હવે કદી કરીશ નહિ. ત્યાં દરેક જાતના ભય છે. વળી તરવામાં પણ જોખમ છે. ત્યાં ભમરી બહુ વળે છે અને મગર પણ છે.

ગુમાન : બહુ ગમ્મત પડે છે, સરદાર.

સુંદર : ના, ના; હું સાફ મનાઈ કરૂં છું. ત્યાં એકલા જવામાં જોખમ છે.

ગુમાન : ( જરા અસલ સ્વભાવમાં આવી.) ના, હું તો જવાની.

સુંદર : (જરા કડકાઈથી) કુસુમ, આમ આવ; મારી સામે આવ.

[ ગુમાન એકદમ નથી આવતી; અચકાતી આવે છે. એની આંખમા તોફાન છે. તોફાની છોકરીની પેઠ તે આવે છે, કહ્યાગરા નોકરની પેઠે નહિ, સુંદર પણ એને ગંભીર સ્વરથી પરંતુ ઠપકો ન લાગે તેવા વ્હાલથી બોલાવે છે અને ભય સમજાવે છે. ક્ષમા વીરનું ભૂષણ છે એમ કહે છે, પણ વીરસ્ત્રીઓ કરતા એ વીરપુરુષોનું ભૂષણ વધારે હોય એમ દેખાય છે. પુરુષોએ સ્ત્રીઓને કેટલાં દુ:ખ દીધાં અને એ બધા ધીરજથી ખમીને પોતે સતી કહેવાઈ અને 'સતીમંડળ'માં એ વાત જાહેર થઇ. પરંતુ વાઘણ જેવી સ્ત્રીઓને હાથે બીચારા પુરુષોને ખમવું પડે છે તે જાહેર કરીને કોઈ 'પતિમંડળ' લખતું નથી. ]

સુંદર : જો, હું કહું તે પ્રમાણે કરવાનું છે.

ગુમાન : કદી નહિ. આ બાબતમાં તો મારી મરજી પ્રમાણે કરીશ. (ગુસ્સો કરે છે)

સુંદર : ઠીક, ઠીક, ત્યારે આમ જો. ( હસીને ) મારી સામે

ધુરકીઉં કર, પછી પગ પછાડ, પછી મૂઠી વાળીને હાથમાં પછાડ, પછી દાંત પીસ—

[ સુંદર સ્ત્રી સ્વભાવનો અને ખાસ કરીને ગુમાનના સ્વભાવનો અભ્યાસી છે. એ આ બોલે છે તે પ્રમાણે જ તે જ ક્ષણે કુદરતી રીતે ગુમાનથી એવું થઇ જાય છે, અને છેવટે અધૂરા રહેલા વાક્ય મુજબ— બાળકની પેઠે રડી પડે છે. સુંદર હસ્યા કરે છે. ]

સુંદર : હવે બરોબર. આંસુ પણ આવી ગયાં. પણ તેને જોખમમાંથી બચવા માટે કહું છું એમાં ચીડ શાની ચડે છે ? બચવાની શિખામણ એ કાંઈ જુલમ છે ?

ગુમાન : (આંખો લૂછીને) ખરૂં છે. મારો સ્વભાવ બહુ નરમ નથી થયો તે હજી દોષ રહ્યો છે. (નીચું જોઈને) પણ બહુ નરમાશ તમને જ બહુ નથી ગમતી એમ તમે—

સુંદર : ( જરા વિચારમાં પડી, હોઠે વાંકી વાળેલી આંગળી મૂકી) ખરૂં, ખરૂં, મારા જૂના વિચાર પણ પૂરેપૂરા બદલાયા નથી.

[ ગુમાનની આંખો પાછી આંસુથી ઉભરાય છે. ]

અરે, કુસુમ ! એ તો જરા કહ્યું એમાં આ શું કરે છે ?

ગુમાન : ( વાત કરવા ખાતર ) મારૂં કામ તમને ગમતું નથી ?

સુંદર : ( ભાતના છેવટના કોળિયા ખાતો ) તારા કામથી મને બહુ જ સંતોષ છે, કુસુમ. ( હાથમાં લોટો લઈ હાથ ધૂએ છે. ) હવે મારે કાંઈ જોઈતું નથી. ( વધારે બોલવાની ઇચ્છા દબાવે છે. )

[ સુંદર પાટલેથી ઊભો થાય છે. બારણા પાછળથી જોઇ રહેલી જીવી અંદર આવે છે. સુંદર ટુવાલથી હાથ લૂછતો હોય છે. તેની એ તરફ પૂંઠ છે. પાન સોપારી—જે બધું હવે આ બેટ ઉપર થતું હોય છે—ની રકાબી ગુમાન એની સામે ધરે છે. તે વિચારમાંથી જાગૃત થતો હોય એમ જરા ચમકીને બોલે છે. જીવી થાળીનો બાજઠ ઉપાડી એક તીક્ષ્ણ નજર આ દેખાવ ઉપર નાખીને ચાલી જાય છે. ]

સુંદર : કુસુમ, તારી એક ટેવ મને નથી ગમતી.

ગુમાન : શું ? કયી ટેવ ?

સુંદર : તું કાંઇ કામ કરીને કે કાંઇ વસ્તુ આપીને જ્યારે ઊભી રહે છે ત્યારે બન્ને હાથ જોડેલા રાખીને આંગળીઓ અરધી વાળેલી રાખીને, હલાવ્યા કરે છે,–મંદિરમાં નમસ્કાર કર્યા પછી પ્રસાદ વહેંચાતો હોય અને આપણને ક્યારે મળે એ જોતાં અર્ધ નમસ્કારની દશામાં હાથ રહે એવી રીતે. એ ટેવ સારી નથી. બીજાં પણ શીખશે. હાથ ધોયા કરતા હોઇએ એવો ચાળો એથી થાય છે.

ગુમાન : ( જરા ભયથી હસીને ) સરદાર ભૂલી ગયા !

સુંદર : શું ?

ગુમાન : કેટલાક વખત પહેલાં એક જણને એ જ ટેવ હતી.

સુંદર : ઓહો ! મને જ હતી એમ કહે છે ? (ગુમાન માથું હલાવી હા કહે છે અને પછી ગભરાય છે. ) અરે પ્રભુ ! ( નિશ્વાસ નાખે છે. )

ગુમાન : ( આ સંભારવાથી એને દુઃખ થયું હશે એમ ધારી ગભરાઈને ) ના ના, હમણાં ઘણા લાંબા વખતથી તમે એમ કરતા નથી. કદાચ નોકરોને એ ટેવ પડતી હશે.

સુંદર : એમ હશે.

[ એ આગળ બોલશે એમ ગુમાન ધારે છે. પણ એ તો ફરીને જવા માંડે છે. એનો નિશ્વાસ સંભળાય છે. ]

ગુમાન : સરદાર, તમે નિસાસો કેમ મૂકયો ?

સુંદર : હું વિચાર કરતો હતો, કુસુમ.

[ એનો અવાજ જરા નરમ થાય છે. તે ઓરડામાં આંટા મારે છે. મનમાં કાંઇક મંથન ચાલતું હોય એમ જણાય છે. ]

હું એ વિચાર કરતો હતો કે આ બેટ ઉપર ન્યાયના રસ્તામાંથી હું કદી ખસ્યો નથી. તારે માટે પણ હું ન્યાયને જ રસ્તે જવા ધારું છું.

ગુમાન : અમને બધાંને તમારામાં સંપૂર્ણ વિશ્વાસ છે તે તમે જાણો છો. અમારો વિશ્વાસ એ તમારી ન્યાયવૃત્તિનો બદલો છે.

સુંદર : (હજી હૃદયમંથન ચાલ્યા કરે છે) પણ હવે મારે મોટો બદલો જોઈએ. એમાં તને ન્યાય લાગશે ? હું કાંઈ રમત તો રમતો નથી ને ? એ વિચાર મને આવ્યાં જ કરે છે. પણ સુંદરને તો રમત જ રમવાની છે ને ? હે ઈશ્વર ! કુસુમ, જો આપણે મુંબઈમાં હોઈએ—

[ બોલતાં અટકી જાય છે. ગુમાનને ફરી આંસુ આવે છે તે એ રૂમાલથી લૂછતી જણાય છે. ]

ગુમાન : આપણને ખાત્રી છે કે મુંબઈ હવે દેખવાનું નથી ?

સુંદર : કુસુમ, મને એ માણસોના વિચાર આવ્યા જ કરે છે. એ બન્ને વ્યક્તિઓને લાંબા સમયથી આપણે જોઈ નથી. એક તો રાજકુમારી ગુમાનદેવી, અને બીજો સુંદરલાલ, એક રસોઇઓ, એક ગુમાસ્તો.

[ આ શબ્દો અપૂર્વ હિંમતથી તે બોલે છે. એ શબ્દો પહેલાં એને ગમતા. અત્યારે એ બોલતાં ધ્રૂજે છે. ]

ગુમાન : ગુમાનદેવી ! પેલી કઠોર હૃદયની, તુમાખી, ઉદ્ધત છોકરી ? સરદાર, હવે એ બન્નેને ભૂલી જાઓ.

સુંદર : હવે હું એને ભૂલી ગયો છું. આ બે વર્ષમાં એ રસોઈઆને—એ ગુમાસ્તાને મનુષ્ય બનવાની તક મળી છે. એમાં કેટલીક નિષ્ફળતા અને થોડી સફળતા પણ મળી છે. સફળતાના ઉત્સાહના જોરને લીધે ભૂતકાળને મેં ફેંકી દીધો છે. અને હવે એના તરફ નજર કરતો નથી. એ રસોઈયો હવે મને કોઇ જૂનું સ્વપ્ન હોય એવો જણાય છે. હું પોતે એ હતું એ લાગતું જ નથી. હું એને જોઉં છું પણ બરાબર ઓળખતો નથી. મારા મન આગળ હું એને આવાહન આપું તો તે પણ બળપૂર્વક જ; કારણ કે એના સ્વરૂપનો મને હવે ઘણો અણગમો આવે છે. પણ—પણ, કુસુમ. તારે માટે તારી પોતાની ઈચ્છા હોય તો હું એને પાછો બોલાવું. હું એને એની બધી વિચિત્ર ટેવો અને વિચારો સાથે પાછો બોલાવું. તને ખુશ કરવા માટે, કુસુમ. તારી નજર આગળ તારો આજનો સરદાર તારા પહેલાંના એક નોકરના રૂપમાં ઓગળી જશે—

ગુમાન : તમે આમ કેમ બોલો છો? મને દુઃખ થાય છે. તમે આ બોલો છો, પણ તમારો સ્વર એક રાજવંશી જેવો દૃઢ લાગે છે. મને તો, સરદાર, ભૂતકાળ જ અકુદરતી લાગતો હતો; વર્તમાન કુદરતી લાગે છે.

સુંદર : મારો અવાજ રાજવંશી જેવો લાગે છે? મને કોઈવાર એમ લાગે છે કે હું—

[ અટકી જાય છે. શોભારામ અને ભૂલેશ્વરે નવા ઝભ્ભામાં એ રાજા જેવા લાગે છે એમ કહેલું તે એને યાદ આવે છે. ]

સુંદર : મને એ બોલતાં હજી બહુ સંકોચ થાય છે; પણ મારા અંતરમાં એક ગાંભીર સ્વર ઊઠે છે—(અટકે છે.)

ગુમાન : (ભાન વિના ધ્રૂજે છે) જો એ સ્વર કુદરતનો હોય તો—

સુંદર : એ કુદરતનો જ સુર છે, કુસુમ.

ગુમાન : ના મને કહોને?

સુંદર : હું રાજા! કુસુમ, આપણા ઋષિમુનિઓ કહે છે કે આપણે એક વસ્ત્ર કાઢીને બીજું બદલીએ તેમ આત્મા એક શરીરમાંથી માત્ર બીજા શરીરમાં પ્રવેશે છે; કદી મરતો નથી. એટલે મને લાગ્યા જ કરે છે કે પૂર્વાવતારમાં હું કોઈ રાજા હોઇશ, યોગભ્રષ્ટ હોઇશ. જોશીઓ નાનપણમાં ખોટું નહોતા કહેતા. ખરો રાજયોગ—મહારાજયોગ હું અત્યારે નજરે જોઉં છું. કોઈ કહેશે કે મેં શ્રમપૂર્વક પુરુષાર્થથી એને ઉત્પન્ન કર્યો છે. પણ મને તો લાગે છે કે પૂર્વકર્મનું આ ફળ છે. (અત્યન્ત આવેશમાં આવીને) હું રાજા હતો; હું રાજા છું.

ગુમાન : (એટલા જ આવેશમાં આવી) તમે રાજા જ હશો. તમે રાજા છો.

સુંદર : (હજી આવેશમાં) હું આ બેટનો રાજા જ છું. મારી સત્તાની સામે થનાર અહીં કોઈ નથી. આ બધાં, મારો મહેલ, ખેતરો અને બીજી વસ્તુઓ સંભાળનારા અનુચરો છે. હવે મારે શા માટે સંકોચ રાખવો જોઈએ? હું ખાત્રીથી માનું છું કે હું ન્યાયને માર્ગે

જઇ રહ્યો છું. શંકા શા માટે જોઇએ? હું ખરી વાત જ કરું છું. જો કુસુમ, તું મારું સ્વપ્ન સાચું નહિ પાડે? તારે માટે મારો અનુરાગ વધતો જાય છે. આપણે એક થઈએ તો મારું રાજપદ સંપૂર્ણ થાય. તું મારી સાથે લગ્ન ન કરે? (ગુમાન નીચું જોઇ ધડકતે હૃદયે ઊભી રહે છે. કાંઈ શબ્દ નીકળતા નથી.) હું રાજા હતો. હું રાજા છું. અને તું, કુસુમ—

ગુમાન : (મંત્રમુગ્ધ દશામાં) તમારા જેવો અદ્ભુત માણસ મેં કોઈ જોયો નથી. મારે કાંઈ વિચાર કરવાનો નથી. તમારી ઇચ્છા એ જ મારી ઇચ્છા.

[ સુંદર એક ખુરશી ઉપર બેસતાં, ગુમાનના બન્ને હાથ પોતાના હાથમાં લઇ પોતાની સમીપ માનપૂર્વક લાવે છે. ગુમાન ઘૂંટણીએ પડી, એના હાથમાં હાથ રાખી, એના મુખ સામે આવેશથી ઊંચું જોઈ રહે છે. ]

સુંદર : (આંખો અરધી મીંચી એના હાથમાં રહેલા ગુમાનના હાથને જરા ઊંચા કરી બોલે છે) કુસુમ, મને મસ્ત કવિ બાલાશંકરની લીટી યાદ આવે છે: 'હું છું શંકર, તું સતી શિરમણિ સૌન્દર્યધારાવતી.'

[ બીજો વિચાર આવવાથી જરા અટકે છે. ]

ગુમાન : સરદાર, મને એક વાત પૂછવાનુ બહુ મન થાય છે. તમારું મન મારા તરફ ક્યારે આકર્ષાયું?

સુંદર : એક વખત હરણના ટોળાની પાછળ આપણે બધા પડેલા ત્યારે દોડવામાં તું બધાની આગળ ગઇ તે દિવસથી મારું મન તારામાં પરોવાયું. તું તે દિવસે મને અપૂર્વ સુંદર લાગેલી.

ગુમાન : પણ તમે બધો વિચાર કરી જોયો? અને બીજું: તમે સરદાર છો; નોકરોમાંથી એકને ધર્મપત્ની કરવામાં—

સુંદર : બસ, બસ, (વહાલથી) બહુ થયું. મેં બધા વિચાર કર્યા છે. તું ક્ષત્રિય છે તેનો પણ મેં વિચાર કર્યો છે. તેનો મને વાંધો નથી. કુદરત આગળ એ રૂઢી મારે ન જોઈએ. અને શાસ્ત્રનો વાંધો

તો છે જ નહિ. અને કેમ ભૂલી જાય છે? સહધર્મચારિણી પતિના સમાન દરજ્જાની બને છે.

[ નેપથ્યમાંથી જીવીનો સુર સંભળાય છેઃ 'રાજાને ગમતી રાણી તે છાણાં વીણતી આણી.' આવેશમાં આવેલા આ યુગલને આ અવાજ સંભળાતો નથી. ]

ગુમાન : પણ...પણ...હું તમારે લાયક ક્યાં છું? મને આમ ને આમ તમારી સેવા કરવા દોને!

સુંદર : ના, ના, ના. હવે સેવા કેવી! હવે તો આપણે એક આસને બેસવાનાં, કુસુમ! જો. આમ આવ. બેસી જોઈએ, જોવા તો દે આપણે કેવા લાગીએ છીએ! (રમતમાં હાથ ઝાલી ધીમેથી ખેંચે છે અને બોલે છેઃ)

*एको रागिषु राजते प्रियतमा देहार्धहारी हरः ॥

ગુમાન : (હાથ ખેંચી લઈ પગે પડે છે) ના, ના, હું તો તમારા પગ આગળ જ રહેવાની.

સુંદર : બિલકુલ નહિ; મારી સાથે બેસ, અર્ધાંગના બન.

[ એને બેસાડી એની સાથે બેસી જાય છે. ]

---

* આખો શ્લોક આ પ્રમાણે છેઃ—

एको रागिषु राजते प्रियतमा देहार्धहारी हरः ।
नीरागेषु जनो विमुक्तललना संगो न यस्मात्परः ॥
दुर्वारस्मरबाणपन्नगविष व्यासंगमूढो जनः ।
शेषः कामविडम्बितो नविषयान् भोक्तुं न मोक्तुं क्षमः ॥

આ શ્લોક સિદ્ધરાજના દરબારમાં કવિ દેવબોધે કહેલો છે. તેમાં મૂળમાં जिन શબ્દ છે તે કોઈ બ્રાહ્મણ કવિએ जन એવો પાઠાંતર કરવાથી સ્વતંત્ર રીતે શંકરને લાગુ પડે છે. પ્રિયતમાનો દેહાર્ધ પોતાનામાં હરી લેનાર—મેળવી દેનાર ભગવાન શંકર રાગી માણસોમાં એક જ છે, તેમ કામદેવને ભસ્મ કરવાથી વીતરાગ માણસોમાં પણ એ એક જ છે. બીજાઓ તો ભોગ ભોગવી પણ શકતા નથી અને તેનો ત્યાગ પણ કરી શકતા નથી એવો એનો ભાવાર્થ છે.

[ એટલામાં ફળની થાળી અને પાણીનું પવાલું લઈને બે બહેનો પ્રવેશ કરે છે. તેઓ આ દેખાવ જોઈને આશ્ચર્ય અને અદેખાઇથી અટકી જાય છે. એ બન્ને પાછા જવાનું ધારે છે પણ જવાતું નથી. પાછળથી જીવી આવે છે. ]

સુંદર : ( બિલકુલ ડગ્યા વગર, ) કમુ, રમુ, જાઓ, આ તમારી રાણી છે.

[ શરમાતી નીચું જોઈ રહેલી ગુમાન તરફ આંગળી કરે છે. ]

—એને માટે પહેલાં અહીં જ થાળી પીરસો, પાટલા મૂકો.

[ ત્રણે અવાક્ બની ઊભી રહે છે. જીવી આંસુ ઉભરાયાથી એકદમ અંદર જતી રહે છે. એનાં ડૂસકાં સંભળાય છે. ]

જા, કમુ, જલદી થાળી લાવ. રમુ, લોટો લાવ.

[ આંસુ ભરેલી આંખે બન્ને જતાં જતાં ]

ચંપા : જી.

ગુમાન : ના, અહીં નહિ. અંદર જવા દો. બીજાં બધાંને ઓછું આવે.

સુંદર : ભૂલા! (ભૂલેશ્વરને બૂમ મારે છે. એ આવે છે.) અહીં આવો બધા. કાકાને પણ બોલાવો. શોભારામ, આવો.

વાલકે : (ડરીને) કેમ બોલાવ્યો, આજ જરા ભજનમાં પેલું કામ રહી ગયું તેથી ?

સુંદર : ના ના, તમે જમ્યા ને ? જરા બધા સાથે બેસી પાન-સોપારી ખાઈએ તેથી બોલાવ્યા. કાકા.

વાલકે : (પાનની થાળી ખેંચતાં) હા, લાવો, ખુશીથી.

સુંદર : જરા ઊભા રહો–(ગુમાન તરફ આંગળી કરીને) આ છોકરીના માનમાં. કાકા, તમને ખુશ ખબર કહેવાની છે. આણે મારી સાથે લગ્ન કરવાનું કબૂલ કર્યું છે.

વાલકે : (આશ્ચર્યથી ચમકીને) કુસુમે ?

સુંદર : કાકા, માફ કરજો. રૂઢી પ્રમાણે મારે આપની સંમતિ

લેવી જોઈએ; પરંતુ અહીં તો કુદરત છે તે તમે જાણો છો. તમારી સંમતિ મળશે એની તો મને ખાત્રી જ છે.

વાલકે : (હસીને) મને સંતોષ છે. (ગુમાનને બરડે હાથ ફેરવે છે) કેમ બ્હેન ?

શોભા : અમે બધાં આપને અભિનંદન આપીએ છીએ, સરદાર.

ભૂલે : તમારા બન્નેનું દીર્ઘાયુષ્ય ઇચ્છીએ છીએ.

[ બધાં ખુશ થઈને પાનસોપારી ખાય છે. ]

શોભા : કંકુ લાવો, ચાંલ્લા કરીએ. લગ્ન કયારે ઠરાવ્યું સરદાર ?

સુંદર : તમે સારો દિવસ કહો. અહીં પંચાંગ નથી. બ્રાહ્મણ કહે તે સારો દિવસ.

વાલકે : જુઓ, હું કહું છું કે આજે જ આ શુભ પ્રસંગની ખુશાલીમાં રાત્રે ભજન-ગાયન કરવાં અને કંસાર ખાવો. કુસુમ, એમાં શરમાય છે શું ? તારે એ બધું રસપૂર્વક ગોઠવવાનું. આજે આનંદનો મંગળ દિવસ ઉજવવાનો.

સુંદર : ભલે. આજે આનંદ કરીશું (નમે છે).

[ ચંપા અને ચંબેલી અદેખાઈ ભૂલીને આવે છે અને ગુમાનને ખુશાલીમા ચુંટલીઓ ભરે છે. ]

ગુમાન : (હસીને) બાપુ ! અરે, રે, એ, બાપુ ! આ જુઓને મને ચુંટલીઓ ભરીને સતાવે છે !

વાલકે : ( રક્ષણે આવતા હોય તેમ ) ચંપા. ચંબેલી, આ શું કરો છો ? એ પણ તમને બેવડી ચુંટલીઓ ભરશે.

[ જીવી રડતી રડતી બારણા આગળ ડૂસકાં ભરે છે. ]

ચંબેલી : (જીવી સામું જોઈ) બિચ્ચારી જીવી !

ચંપા : જીવી, તને એમણે વચન આપ્યું હતું, નહિ ? બિચ્ચારી જીવી.

જીવી : ( આંસુ લૂછતી ) ના, એવું ખોટું ના બોલશો. એમણે મને વચન કદી નહોતું આપ્યું. માત્ર મારી સંભાળ રાખવાનું જ્યારે

ત્યારે કહેતા. એ તો હું જ અભાગણી મારા મનમાં ઉટાંગ બાંધી બેઠી હતી. એમને માટે એવું બોલશો નહિ.

ભૂલે : આ પ્રસંગમાં ખૂબ ગમ્મત કરીશું. કેમ કાકા?

વાલકે : (રંગમાં આવી) હા દોસ્ત.

ભૂલે : (વિચારમાં પડી) પણ હવે તો તમારૂં કામ પણ મારે કરવું પડશે, ખરૂં ને?

વાલકે : (નિરાંતે) હાસ્તો.

શોભા : કાકા ખરા રંગમાં લાગે છે. કાકા, ક્યાં છે તમારો એકતારો? કાંઈક લલકારોને!

ભૂલે : ના, ના, હું ગવડાવું. તમે બધા ઝીલો. (તોફાનમાં આવીને) બોલો,

'લાલ ગલે સૈયાં.......'

શોભા : એ, ચૂપ! આ મશ્કરીનો પ્રસંગ નથી.

ભૂલે : લ્યો ત્યારે બીજું. બોલો—(ગુમાન સામું જોઇને)

'નજરિયાં તીરછી ન ડાલશો જરી'

વાલકે : કેમ, બહુ ફાટ્યો છે કે? એ છોકરીઓ, ગરબા ગાઓ ગરબા, માતાજીના.

[બધા ખૂબ આનંદમાં હોય છે અને હો હા મચી રહે છે. એટલામાં સુંદર ત્યાંથી પસાર થાય છે બધા અટકે છે. એણે નવો ઝભ્ભો પહેરેલો છે. ગામમાં એ ખરેખર રાજા જેવો લાગે છે. જતાં જતાં એ બોલે છે.]

સુંદર : કેમ અટક્યા? સંકોચની જરૂર નથી. ગાઓ. ગમ્મત કરો.

શોભા : ના સરદાર, તમારી આગળ નહિ.

સુંદર : ના, ના. મને ગમે છે. (જનાંતિક) નોકરીની શરૂઆતમાં વેલણ લીધું ત્યારે રાજ્યયોગને બદલે મહારાજયોગ—રસોઇયાનો યોગ—હશે એમ ધારેલું. પણ ખરો રાજયોગ તો અહીં દેખાયો. અને હવે શું? મહારાજયોગ?

[ છેલ્લો હુકમ કરે છે. એના શરીરમાંથી એક કંપારી પસાર થઇ જાય છે. શાની તેની સમજણ એને પડતી નથી. એને યાદ આવે છે કે જોશીએ રાજયોગ કહેલો, પણ એ યોગ કરનારા ગ્રહો ઉપર શનિની દૃષ્ટિ આવે છે એટલે ચોક્કસ શું કહેવાય એમ કહી જોશીઓના નિયમ પ્રમાણે નાઠાબારી રાખી હતી. પોતાને અગમ્ય સંસારના નાટકની ખબર નથી. એ તો કુદરત ઘસડે છે, કર્મ ઘસડે છે એમ ઘસડાય છે. પોતે ગાવામાં જોડાય છે. ]

ચંપા : ઊભા રહો, હું રાંદલનું ગીત ગાઉં—

[ એટલામાં દૂર દૂર એક બંદૂકનો અવાજ સંભળાય છે. બધાં ચમકીને એ તરફ જુએ છે. ભૂલેશ્વર કૂદીને બારીની બહાર પડે છે. ]

શોભા : આ તો કોઈ સ્ટીમર પરની બંદૂકનો અવાજ હોય એમ લાગે છે.

[ હમેશની ટેવ મુજબ સુંદર તરફ ફરીને એને પૂછે છે.

કેમ, ખરૂં ને સરદાર ?

સુંદર : હા.

[ બધા બહાર જાય છે. વાલકેશ્વર અને ગુમાનદેવી બન્ને પાછળ રહે છે. બન્ને એકલાં છે. ]

ગુમાન : (વાલકેશ્વરમાં બહુ ઉત્સાહ ન દેખાવાથી) બાપુ, તમે સાંભળ્યો ?

વાલકે : હા, દીકરી.

[ બાપના મુખ ઉપર કાંઇ જ ફેરફાર ન જોતાં નવાઈ પામે છે. ]

ગુમાન : પણ કોઈ સ્ટીમર આવી જણાય છે, બાપુ. આ બંદૂકનો અવાજ એનો છે.

વાલકે : (ઘડપણની અસર હોય તેમ) હા, હા, બંદૂકનો અવાજ છે. ઘણા એવા અવાજ સંભળાયા. એ તો સ્વપ્ન હશે. ચાલો, ગાવાનું શરૂ કરો.

ગુમાન : (પિતાનો ઠંડો હાથ પકડીને) બાપુ, બધા દરિયા-કાંઠે ગયા. ચાલો, આપણે પણ જઈએ.

વાલકે : દરિયે ગયા? મને રોજ સ્વપ્ન આવે છે. આ સ્વપ્નું જ છે.

ગુમાન : ચાલો તો ખરા, બાપુ.

વાલકે : ના દીકરી, ના; આ તો સ્વપ્ન છે.

સુંદર : (એનું મુખ ફિક્કું પડી ગયું છે. પણ હિંમત એની એ જ છે) સ્ટીમર મોટી જણાય છે. એક માર્ઇલ દૂર ઊભી છે. દીવો દેખાય છે.

વાલકે : એમાં શું? સ્ટીમરે હોય ને દીવા યે દેખાય.

ગુમાન : બાપુ, આ સ્વપ્ન નથી. ખરી સ્ટીમર આવી છે.

વાલકે : (ભયથી સુંદર તરફ જોઈને) સ્ટીમર ક્યાંથી હોય? સ્વપ્ન જ છે, ખરૂંને?

સુંદર : (માનથી) ના કાકા, સ્વપ્ન નથી; ખરી સ્ટીમર છે.

વાલકે : તમે લોકો મને બનાવતા તો નથી ને?

સુંદર : ના, કાકા, સત્ય છે. મને બનાવવાની ટેવ નથી.

વાલકે : (કૂદીને) ઓહો! આખરે સ્ટીમર! (આનંદથી કૂદે છે.)

[ બધાં દરિયે જાય છે. ]

સુંદર : (ગુમાનને) સ્ટીમર અને કાંઠાની વચ્ચે એક નાની હોડી છે. એ પાછી જતી દેખાય છે. આપણી બૂમો એ સાંભળી શકે એટલી પાસે નથી.

ગુમાન : (આંખો અને માથું દાબીને) જતી રહે છે? અરેરે! આટલે નજીક છે ને? (પોતાની જાતને) શું મને આ આનંદ થાય છે? આનંદ જ થતો લાગે છે.

સુંદર : (આશ્વાસન આપતાં) ગભરાશો નહિ. આપણે એને પાછી બોલાવીશું.

[ ઘાસની ગંજીઓ સળગાવવાના પલીતાના ગોખલા પાસે જાય છે.]

ગુમાન : (એ ગોખલાની અને સુંદરની વચ્ચે ચોકીદારની પેઠે ઊભી રહીને) આ શું કરવા જાઓ છો?

સુંદર : ભડકા કરીને હોડીને આવવાનું સૂચન આપવા.

ગુમાન : ના, ભડકા નથી કરવા. એનું પરિણામ તમે ભૂલી જાઓ છો ?

સુંદર : હું ભૂલી નથી જતો. એનો અર્થ એટલો જ કે હવે આપણી આ બેટની જીંદગીનો પણ કુદરતી અંત આવ્યો છે.

ગુમાન : (એના બે ખભા ઉપર હાથ મૂકી હલાવીને) સરદાર, એ નહિ બને. સ્ટીમર ભલે પાછી જાય.

સુંદર : આ ડોસા તરફ તો જો કુસુમ. (વાલકેશ્વરને દૂરથી બતાવીને) એમના મનની સ્થિતિનો વિચાર કર.

ગુમાન : પણ મને બહુ ડર રહે છે.

સુંદર : ( વહાલથી એનો હાથ ઝાલી, બરડે બીજો હાથ ફેરવતાં ) કુસુમ !

ગુમાન : સ્ટીમર ભલે પાછી જાય

[ ગુમાન એને પગે પડી પગ ઝાલી રાખે છે. સુંદર હાથ છોડાવે છે અને ચાલવા માડે છે. પોતાને હાથે પોતાને દેહાન્ત દંડની સજા ફરમાવતો હોય એવો એ દેખાય છે. ]

સુંદર : કુસુમ, આ નાટક મારે પૂરૂં ભજવવું એવો કર્મનો આદેશ જણાય છે.

[ જાય છે. પલીતો ચાંપે છે. ભડકા દેખી હોડી પાછી આવે છે. તેના ખબર કહેવા બૂમો પાડતો પાડતો ભૂલેશ્વર આવે છે. ]

ભૂલે : કુસુમ, સરદાર, ચાલો; હોડી પાછી ફરી છે. મુંબઈના ખારવા જણાય છે. કાંઠે ઊતર્યા છે. આપણે બચ્યા છીએ. આખરે બચ્યા! મુંબઈ! હો, હો, હો, ચાલો. (આનંદથી કૂદે છે.)

ગુમાન : (શોકથી) આમાં આટલી હો હો કરી કૂદવાનું શું છે?

ભૂલે : અરે, તને કાંઈ થતું નથી ?

ગુમાન : આપણે અહીં સુખી નહોતાં ?

ભૂલે : (શરમાઈને) સુખી ? અરે, હા, હતાં તો ખરાં.

ગુમાન : (ભૂલેશ્વરનો હાથ પકડીને) ભૂલાભાઈ, સરદારે આપણે માટે જે જે કર્યું છે તે આપણાથી ભૂલાય તેમ નથી.

ભૂલે : ભૂલાય ? જે ભૂલે તે સ્વાર્થી બિલાડો, કૂતરો હોવો જોઈએ. પણ જુદા સંજોગો—

ગુમાન : (વચ્ચેથી) ના, બિલકુલ નહિ. ગમે તે સંજોગોમાં પણ એ ન ભૂલાય.

ભૂલે . (ડચકાં ખાતાં) પણ આ તો બહુ ભારે પરિવર્તન છે.

[ બીજા બધા આવે છે. કોઈ આનંદથી હસે છે, કોઈ હર્ષથી રડે છે, કોઈ હો હો કરે છે. ખાસ્વા આવે છે. એ બધું ઘર, રાચરચીલું વગેરે જુએ છે. કોઈ સંગ્રહસ્થાન, મ્યૂઝિયમ જોતા હોય તેમ જુએ છે અને આશ્ચર્ય પામે છે. સ્ટીમરના કેપ્ટનની સાથે વાલકેશ્વર પાછા આવે છે. એ બન્ને આનંદથી હાથ હલાવ્યા કરે છે. ]

વાલકે : અને આ અમારૂં નાનું સરખું ઘર. હું આ બધાની તરફથી તમારો ફરીફરીને ઉપકાર માનું છું.

કેપ્ટન : અરે ડાંકોરસાહેબ, અમારાં ધનભાગ્ય કે આપના જેવા મોટા નામાંકિત સરદાર અને રાજવંશીને આ નિર્જન બેટ ઉપરથી બચાવવામાં અમે ભાગ લીધો.

વાલકે : તમારો ઉપકાર કદી ભૂલાય તેમ નથી. ચાલો, ચાલો, અમારા ઘરના બધા ઓરડા અને સગવડ જુઓ. આ બેટ ઉપર બીજી સગવડો કરી છે તે પણ જુઓ. ( બધું ફેરવીને બતાવે છે. ) ચાલો છોકરીઓ, ચાલ સુંદર !

[ 'સુંદર' કહી એમના મનમાં સરદારનું અપમાન કરવાની ઇચ્છા નહોતી. એમને એની ખબર પણ નહોતી. જૂની જીંદગી માત્ર

પાછી આવી હતી, અને જૂની ટેવ જાગૃત થતાં એમ બોલાયું. બધા એમની પાછળ બતાવવા જાય છે. સુંદરની સાથે માત્ર ગુમાન રહે છે.

ગુમાન : સરદાર હું તમને કદી નહિ છોડું.

[ સુંદર મોંને એક ખૂણેથી કડવું સ્મિત કરે છે અને તુરત મુખ બીજી બાજુ ફેરવી લે છે અને પોતાનો ઝભ્ભો ઉતારીને ફેંકી દે છે. ગુમાનને આવેશમાં આની ખબર પડતી નથી. સુંદર કોઈ ભયંકર ત્યાગ કરતો હોય એવો—પોતાના શરીરનું કવચ ઉતારી આપતા કર્ણ જેવો—દેખાય છે. બીજી ક્ષણે એનું મોઢું રાજવંશી ચિહ્નોથી મુક્ત થયું હોય એવું દેખાય છે. એનાથી હાથ જોડીને હલાવવાનો—પોતાને નહોતો ગમતો તે જ ચાળો—થઇ જાય છે. પોતે નમ્ર સેવક થઈ ગયો છે એવી લાગણી થઇ આવે છે. ]

સુંદર : (જૂની ટેવ મુજબ) બહેન સાહેબ !

[ એ જાય છે. એને કોઇ સલામ કરનાર હવે નથી. આપણે કરીએ ત્યારે. ]

( પડદો પડે છે )

ત્રીજો અંક સમાપ્ત

થોડા મહીના પસાર થયા પછી, પહેલા અંકમાં જેનું વર્ણન કર્યું છે એવો ઠાકોર વાલકેશ્વરસિંહના મુંબાઈના મહેલનો વિશાળ ઓરડો પાછો દેખાય છે. ઓરડો એનો એ છતાં એમાંની ગોઠવણ બધી ફરી ગએલી છે. છબીઓને બદલે બેટમાંથી આણેલી કાંઈ કાંઈ ચીજો ભીંતો ઉપર ટાંગેલી છે. જ્યાં પહેલા નાના છોડનાં પિત્તળનાં કૂંડાં શોભતાં ત્યાં નાનાં પક્ષીઓ અને કેટલાંક જનાવરોનાં શરીરમાં રૂ અને મશાલો ભરીને મૂકેલાં છે. છબીઓની જગ્યાએ મોટાં જનાવરોનાં માથાં અને ડોકાં સાથેનાં ચામડાં ટાંગેલાં છે. એક મોટો મગર પણ એવી રીતે ભીંતે ચોડેલો છે. કોઈની નીચે 'ઠાકોરસાહેબ વાલકેશ્વરસિંહે ઠાર કર્યું' અને કોઈની નીચે 'સરદાર ભૂલેશ્વરસિંહે મારેલું,' એવાં પાટિયાં લગાવેલાં છે.

વચ્ચે, ચારે બાજુ કાચવાળી નાની મોટી ત્રણ ચાર પેટીઓ ગોઠવેલી છે. એમાં બેટમાં વાપરેલાં ઓજારો, હથિયારો, રસોડાની ચીજો, લાકડાનાં બનાવેલાં વાસણ વગેરે ચીજો, દરેક ચીજની પાસે તેનું ઓળખાણ આપતી ચિઠ્ઠી ચોડીને ગોઠવેલી છે. નવાઈની વાત તો એ છે કે ભૂલેશ્વરને પહેલીવાર પકડીને એનું માથું બોળેલું એ બાલટી પણ એક કાચની પેટીમાં વચ્ચે મૂકેલી છે. પણ એના ઉપર ચિઠ્ઠી ચોડેલી નથી.

આ ઓરડામાં ઠાકોર વાલકેશ્વર એક મોટી ખુરશી ઉપર નવી ચોપડીનાં પાનાં ફાડતા બેઠા છે. એમની સાથે એક કોચ ઉપર એમની બે નાની દીકરીઓ બેઠેલી છે. બન્ને આજનાં છાપાં—અંગ્રેજી

અને ગુજરાતી—નાં પાનાં ફેરવે છે. બાજુની ખુરશી ઉપર ભૂલેશ્વર બેઠેલો છે. તે મુખ ઉપર અપૂર્વ સંતોષથી એક એક છાપું ઉથલાવીને, નામ દેતો દેતો બન્ને બ્હેનોને આપતો જાય છે. પરંતુ આ બધાં આ દરેક ક્રિયા, જાણે મનમાં કોઇ જાતની ચોરી હોય, કાંઇ વાતનો ભય હોય એવા રીતે અને એવી નજર અહીંતહીં ફેંકતાં, કરતાં જણાય છે. એનુ કારણ એવું છે કે એમનો નોકર સુંદર એમને આ ક્રિયામાં જોઇ જાય એ એમને કોઇને ગમતું નથી. આ કારણથી એમને આ ક્રિયામાં આનંદ પડવા છતાં તે અદ્ધર જીવે કર્યાં કરે છે.

ભૂલેશ્વર વક્તા અને લેખક છે એ તો આપણે જાણીએ છીએ. બેટમાંથી નીકળ્યા પછી સ્ટીમર મુંબાઇ આવી તે ચીન, જાપાન અને અમેરિકા થઇને આવેલી હોવાથી સ્ટીમરમાં એમને ઘણો નવરાશનો સમય મળ્યો હતો. એનો લાભ લઇને એમણે એ વર્ષનાં એ નિર્જન બેટના રહેઠાણનાં પરાક્રમોનું એક સુંદર રસમય પુસ્તક લખ્યું હતું; અને મુંબાઇ પહોંચ્યા પછી પહેલું કાર્ય એમણે એને સૌથી ઝડપથી છાપી આપે એવા વીજળીના છાપખાનામાં એને છાપવા આપી દીધું હતું. એની કેટલીક નકલો વહેલી તુરત કઢાવીને એમણે છાપાંઓમાં અભિપ્રાય માટે મોકલી આપી હતી અને થોડી નિકટનાં સગાંસંબંધી અને મિત્રોને ભેટ આપી હતી.

પડદો આ સ્થિતિમાં ઉપડે છે ત્યારે વાલકેશ્વર એ પુસ્તક હાથમાં રાખીને પાનાં ઉથલાવે છે અને ચંપા છાપાંના અભિપ્રાય વાંચતી દેખાય છે.

ચંપા : ( ન જોઇએ ત્યાં ભાર મૂકીને મોટેથી વાંચે છે ) 'અંતમાં અમે સરદાર ભૂલેશ્વરસિંહને અંત:કરણપૂર્વક અભિનંદન આપીએ છીએ. એક નિર્જન બેટ ઉપર એમનાં અને એમની ટોળીનાં પરાક્રમોનું આ પુસ્તક વાંચી ગમે તેનું હૃદય દરિયાનાં મોજાંની પેઠે ઉછળશે.'

ભૂલે : ( ચંબેલીના હાથમાં બીજું છાપું આપતાં ) જુઓ, આ બીજું વાંચો.

ચંબેલી : 'ભૂલેશ્વરસિંહના આ રસમય પુસ્તકનાં પાનાં વાંચતાં એમ લાગી આવે છે કે એ પોતે એક સાચા નાયક છે, અને વહાણ ડૂબે એવી ગંભીર હોનારતના સંજોગોમાં એક આદર્શ પુરુષ છે.' ઓહો, ભૂલાભાઇ !

ભૂલે : છાપાંવાળાને લાગે તે ખરૂં. લ્યો આ બીજું. ( ચંપાને આપે છે. )

ચંપા : ( વાંચે છે ) 'એમની સાથે વહાણમાંથી બચેલા બે નોકરોના ઉલ્લેખો પણ અહીંનહીં ઉદારતાથી કરવાનું ભૂલેશ્વર ચૂકયા નથી. પાના નીચેની ટિપ્પણી ( ફૂટનોટ )માં એક સુંદર નામના નોકરનાં પણ ખૂબ વખાણ કરેલાં છે.

[ એટલામાંથી કોઇ ગભરામણથી ઇશ્વરસ ખાતું સંભળાય છે. ]

વાલકે : (પાછળની શબ્દાનુક્રમણિકામાં 'વ' અક્ષર જોતાં જોતાં) લખ્યું છે તો બહુ સરસ, ભૂલા; પણ આખી ચોપડી તારાં પોતાનાં પરાક્રમોથી જ ભરી હોય એમ લાગે છે.

ભૂલે : (નિખાલસતાથી) હું જ લેખક એટલે મારે–

વાલકે : એ તો સાચી વાત. પણ હું કુટુંબનો વડો, નામાંકિત હાકોર, એટલે તારૂં એકાદ પરાક્રમ તો મને આપવું હતું.

ભૂલે : મેં એમ તો લખ્યું છે કે લાકડાના કકડા ઘસીને અગ્નિ ઉત્પન્ન કરવાનું અમને તમે જ બતાવેલું.

વાલકે : (ખુશી થઇને) ખરી વાત ? તેં એ લખ્યું છે ? તેં પણ ભારે કરી. કયાં ? કયે પાને લખ્યું છે ?

[ એટલામાં સુંદર સાંજનાં છાપાં લઇને પ્રવેશ કરે છે. અત્યાર સુધી વંચાતાં છાપાં ભૂલેશ્વર પોતે લાવેલો હોય છે. સુંદરને દેખીને બધાં ટટાર બની જાય છે અને એના પોતાના મુખ સિવાય બધાંનાં મુખ ઉપર ગભરામણનાં સ્પષ્ટ ચિહ્ન લાગે છે. છાપાં આપીને એ તરત ચાલ્યો જાયછે, એટલે બધા છુટકારાનો દમ લે છે. ચંપાથી 'હાશ' બોલાઈ જવાય છે. બધાં એક એક છાપું લઇ જોવા માંડે છે. ભૂલેશ્વર

એક છાપું જોઇ જરા ગભરાય છે એટલે એને કોચની નીચે સરકાવી દે છે. ચંપા છાપું મૂકીને ભુલેશ્વરની ચોપડીની બીજી નકલનાં પાનાં ઉથલાવે છે. ]

ચંપા : બાપુ, જુઓ જુઓ, પાનું ૮૧ મું. ભુલાભાઈ લખે છે કે ' એ દીપડો મોટો અને ભયંકર હતો. ઠાકોરસાહેબના ઉપર કૂદી પડવાની તૈયારીમાં હતો. પરંતુ ઠાકોરસાહેબ બહાદુરીથી ઊભા રહ્યા અને એક ઇંચ પણ ખસ્યા નહિ. ”

વાલકે : (પોતાની નકલનું એ પાનું શોધતાં) પાનું ૮૧મું કે ? જોઉં.

ચપા : (આગળ વાંચતાં) ' પોતાની અપૂર્વ હિંમત જેટલી જ ભારે સમયસૂચકતા વાપરીને એમણે કામઠામાં તીર ખેંચ્યું.'

વાલકે : સાબાશ, ભુલા સાબાશ !

ચંપા : (આગળ વાચતાં) ' પણ કમનસીબે એ નિશાન ચૂકી ગયા.'

વાલકે : અરે, જુ—

ચંપા : (આગળ વાચતાં) ' પણ સદ્ભાગ્યે મેં એમની બૂમો સાંભળી—'

વાલકે : મારી બૂમો ? જુ—(આશ્ચર્યથી ફાડેલી આંખે જોઈ રહે છે)

ચંપા : (આગળ વાંચતાં) ' અને મેં દોડી આવીને દીપડાના કાળજામાં જોરથી છરો માર્યો અને એને ભોંય ભેગો કરી નાખ્યો. '

[વાલકેશ્વર જેમ સાંભળતા જતા હતા તેમ ગુસ્સે થતા જતા હતા, અને કદાચ લઢી પડત. પણ એટલામાં સુંદર પ્રવેશ કરે છે અને સીધો કાચની પેટી પાસે જાય છે. બધા ચમકીને ટટાર બની જાય છે અને ઠાકોરસાહેબ ગભરાઇને ઢીલું મોં કરે છે. ]

વાલકે : ( જરા મોં પાછું સ્વસ્થ કરીને ) છાપાંમાં કાંઈ ખાસ છે કે ચંબેલી ?

ચંબેલી : ના બાપુજી, કાંઈ નથી. કાંઈ છે જ નહિ !

ભૂલે : ( ઘણે લાંબે સમયે સૂત્ર બોલે છે ) છાપાં ? છાપાં તો

સૂર્ય છે. સૂર્યની પેઠે આપણને કર્તવ્યમાં પ્રેરે છે. પણ પછી આપણે જ કાંઇ કરતા નથી.

[ સુંદર કાચની પેટી ઉઘાડી પેલી બાલટી કાઢતો હોય છે. ભૂલેશ્વર પોતાના સૂત્રની કદર માટે આસપાસ જોતો હોય છે એની નજર સુંદર અને બાલટી ઉપર પડે છે અને તે એકદમ ઢીલો થઇ જાય છે. એક ક્ષણભર તો એ ભૂલી જાય છે કે પોતે નિર્જન બેટ ઉપર હવે નથી. પણ મુંબાઈના મહેલમાં છે: અને નિશ્વાસ મૂકીને સુંદર અને બાલટીની પાછળ જવા તૈયાર થાય છે. એ જ વખતે સુંદર બાલટી લઈ વગર બોલ્યા અને કોઇના સામું જોયા વગર પસાર થઇ બારણું બંધ કરે છે ત્યારે ભૂલેશ્વર ભાનમાં આવે છે. ]

વાલકે : (લથડતે અવાજે) મેં એને એ બાલટી અહીંથી લઇ જવાનો હુકમ કર્યો હતો.

ભૂલે : ( એને ભયથી ઘણો પરસેવો થયો હોય છે અને અંદરનું ખમીસ ભીનું થઇ ગયું હોય છે, એટલે કપાળનો પરસેવો લૂછતાં ) હું જરા અંદરનું ખમીસ બદલી આવું. (જાય છે.)

ચંબેલી : બાપુ, સુંદરને ઘરમાં રાખવો એ તો હવે શૂળી ઉપર રહેવા જેવું લાગે છે. આપણે કેટલા અદ્ધર જીવે રહેવું પડે છે !

વાલકે : (ઢીલું મોં કરી) એ જ્યાં સુધી અહીં છે ત્યાં સુધી આપણે જ્વાળામુખી પર્વત ઉપર બેઠાં છીએ.

ચંપા : તમે લોકો કેટલાં હલકા દિલનાં છો ! એ આપણી ઇચ્છાથી, અને આપણી ખાતર જ આપણી સાથે રહ્યો છે તે ભૂલી જાઓ છો ? જો એ તરત ચાલ્યો જાય તો લોકમાં કેવી વાતો ચાલે તે કેમ ભૂલી જાઓ છો ?

ચંબેલી : (ગુસ્સાથી) પણ વિચાર તો કર, ચંપા ! પેલી આપણી વેવાણ વીજળીબાનો સ્વભાવ તું જાણે છે ? એ અહીં આવીને સુંદરને સવાલો પૂછવા માંડે તો ? એ ડોશીનો વહેમી સ્વભાવ આખું મુંબાઇ જાણે છે; અને સુંદર જુઠું બોલતો નથી તે તો તને ખબર છે ને ?

વાલકે : દીકરી, હું એને જ જવાળામુખી કહેતો હતો. ( કાંઇ નવી વાત કહેવાની હોય તેવું મોં કરીને ) આ બધી ભૂલ ગુમાનની છે. એણે આજે સવારે મને કહ્યું કે જો તમે ઠાકોર લોટેશ્વરને બધી વાત નહિ જણાવો તો હું એ વિવાહ કબૂલ નહિ રાખું; ભલે તૂટી જાય. કંઈ બધી વાત તે તો તું સમજીને ?

[ બધાંને બેટમાં છેવટનું જોએલું સુંદરનું દૃશ્ય યાદ આવે છે. ]

ચંપા : ગુમાન, ગાંડી થઈ છે કે શું ?

વાલકે : ના, ના, એ તો કહે છે કે આપણે નિખાલસ અને પ્રામાણિક થવું જોઇએ અને બધી ખબર કહેવી જોઈએ.

ચંએલી : તમે લોટેશ્વરને કાંઈ કહ્યું છે ?

વાલકે : ગુમાન એમ સમજી છે કે મેં કહ્યું છે. પણ હું હજી કહી શકયો નથી. આજે સાંજે કાંઇક નવાજૂની થશે.

[ આજે બપોરે કોઇ છાપાનો ખબરપત્રી ઠાકોરને બધી હકીકત પૂછવા આવેલો તેને બેટની બધી ચીજો બતાવતાં હાથથી ઘમણની પેઠે હવા ભરી વગાડવાનું વાજું પોતે જીને બનાવીને આપેલું એમ કહી એક એવું વાજું ખબરપત્રીને બતાવેલું. એ વાજું ખુરશીની બાજુમાં રહી ગએલું. ભૂલથી અત્યારે એના ઉપર એમનો હાથ પડતાં એમાં રહેલી બાકીની હવા નીકળતાં એમાંથી ડૂં-ઊં-ઊં અવાજ નીકળે છે. તેથી ઠાકોર પોતે અને બધાં ચમકે છે. ]

ચંએલી : અપશુકન ! જાણે ગધેડું ભૂંકયું !

વાલકે : એને અંદર લઈ જવાનું કહે. આજ બે વખત આવું થયું ને હું જરા ચમકયો.

[ ગુમાન સુંદર સાડીમાં પ્રવેશ કરે છે. એ પહેલાંની પેઠે કલાથી પ્રવેશ કરીને બેસવાનું ભૂલી ગઇ હોય છે. સ્ત્રીનો મનોહર પોશાક પહેર્યા છતાં એની ગતિ પુરુષ જેવી છે. એને પોતાની જાતની શરમ આવતી હોય એવું દેખાય છે. દમામથી પુરુષ જેવાં પગલાંથી આવીને બેસે છે. તે કોમળતા લાવવા પ્રયત્ન કરે છે, પણ અરધી

સફળ થાય છે. ગંભીર અવાજે એ પોતાની બહેનોને બહાર જવા કહે છે અને બાપની સાથે ખાનગી વાત કરવાની ઇચ્છા બતાવે છે.]

ચંપા : ઠીક, ઠીક, અમે અત્યારે જઈએ તો છીએ, પણ અમને કહેવું પડશે. ચાલ, રમુ. (બેટની ટેવથી ત્યાંનું નામ બોલી જવાય છે.)

[ગુમાન એક છોકરાની પેઠે બેસે છે. સ્ત્રીસુલભ કોમળતા તેનાથી પ્રયત્ન કરવા છતાં ભૂલી જવાય છે તે માટે તેને હવે લાગે છે. ઠાકોર ચોપડીમાં મોં ઘાલેલું છતાં બીજા વિચારમાં બેઠેલા હોય એમ લાગે છે. એટલે એક વાર ધીમેથી બોલાવ્યા છતાં જવાબ નથી દેતા. ગુમાન સિસોટીથી ગાય છે અને બાપનું ધ્યાન ખેંચવા પ્રયત્ન કરે છે. આથી બંનેને કાંઇક સાંભરવાથી ચમકીને સાવધાન થઇ અટકે છે.]

ગુમાન : સિસોટીની ટેવ હજી ગઇ નથી, બાપુ. પણ એ વખતે એક ભયની લાગણી આવી જાય છે.

વાલકે : (હીલાશથી) એમ તો તું જો સંભારે તો—

ગુમાન : સંભારું છું બાપુ, પણ સંભારવાનું ચે કેટલું બધું છે! એ તે કેમ ભૂલાય?

વાલકે : (સહાનુભૂતિથી) ખરું છે. (ધીમેથી) તને ખબર છે, હું પણ જ્યાં દર-પિન દેખું છું ત્યાંથી તરત ઉપાડી લઇ સંભાળથી રાખું છું.

ગુમાન : હું બહારથી આવું છું ત્યારે પહેલાંની પેઠે દાદર એકદમ ચડી શકતી નથી.

વાલકે : ગઈ કાલે આઠ દસ રજવાડાના ઠાકોરોએ—મારા જૂના મિત્રોએ—મને તાજમાં ખાણું આપેલું. અમે બહુ વાતો કરી. એ બધા એવી તો બડી બડી વાતોએ ચડયા હતા કે મને તો ઘડી ઘડી એ જ વિચાર આવ્યા કરતો હતો કે આ સાંભળીને આ બધાનાં માથાં ઘણીવાર 'એણે' બાલટીમાં બોળ્યાં હોત!

ગુમાન : મારાથી 'એનાં' ઘણાં વાકયો બોલી જવાય છે

અને ‘ એનું ’ અનુકરણ ઘણી વાતમાં થઈ જાય છે. અને બાપુ, મારી ભૂખ તો એટલી બધી તીવ્ર થઈ છે કે રસોડામાંથી રીતસર પીરસાય તેની પહેલાં હું કાંઈ કાચું કોરૂં જે હાથમાં આવે તે ઊભે ઊભે જ ખાઈ જાઉં છું.

વાલકે : અરે મારાથી હવે કૉલર–ટાઇ તો પહેરાતાં જ નથી. ગળામાં કાંડલો નાખ્યો હોય એમ લાગે છે અને ડોકું ફેરવવાને બદલે આખું શરીર ફેરવવું પડે છે !

ગુમાન : બે વર્ષ સુધી ચામડાની ચડ્ડી ને જાકીટ પહેરીને પુરુષનો વેશ ધાર્યા પછી આ ઝીણી રેશમી સાડીઓ અંગ ઉપરથી સરી પડતી હોય એમ લાગે છે. તમારા કૉલર કરતાં તો એ દુઃખ બમણું છે.

[ સાડી સામું જુએ છે. ]

વાલકે : ખરૂં છે દીકરી, ખરૂં છે. આજ તો કાંઈ વહેલી સજીને નીકળી છે ! કેમ વારૂ ?

ગુમાન : ઠીક યાદ કર્યું, બાપુ. હમણા ઠાકોર લોટેશ્વરસિંહે એક ચિઠ્ઠી મોકલી છે. એ કહે છે કે હું વીજળીખાના આવતાં પહેલાં વહેલો આવીશ; મારે એક જરૂરી વાત કરવી છે. ( ધડકતે હૃદયે ) શી વાત કરવી છે એ બાબત કાંઇ લખ્યું નથી.

[ ઠાકોર આ સાંભળી અધીરાઈથી ધ્રૂજે છે. ]

બાપુ, તમે એમને એ બધી વાત કહી તે બહુ સારૂં થયું. ( પોતાનું મોં હાથથી ઢાંકીને ) મને તો એટલો ભય લાગતો હતો કે કેવી રીતે કહેવું. ( સભારીને ) હે પ્રભુ ! એ બધું એ વખતે કેવું ‘ કુદરતી ’ લાગતું હતું !

વાલકે : ( ચીડાઈને ) મહેરબાની કરીને આ ઘરમાં હવે એ શબ્દનો ઉપયોગ ના કરીશ.

ગુમાન : (જરા હિંમત લાવીને) ઠાકોર લોટેશ્વરે આ બે લાંબાં વર્ષોમાં બહુ ઉદારતા અને નિશ્ચય દાખવ્યાં છે. એને ઘણાં માંગાં

હતાં—હોય જ ને, એના જેવાને ?—અને આપણો તો પત્તો જ નહોતો; પણ મારી આશામાં એણે બીજે વિવાહની ના પાડી અને બીજી કન્યાનો વિચાર સરખો પણ કર્યો જ નહિ. એ ઉપકાર કેમ ભૂલાય? જો એ જરા ડગ્યો હોત તો મારી વિચિત્ર વાત એને કહેવાની કાંઈ જરૂર નહોતી. પણ એ આટલો દૃઢ પ્રામાણિક રહ્યો તો આપણે પણ—

વાલકે : કુસુમ—અરે ભૂલ્યો—ગુમાન, એ બધી ભૂલ સુંદરની હતી. એણે—

ગુમાન : (દૃઢતાથી) ના, બાપુ, ના. એને માટે એક શબ્દ પણ બોલશો નહિ. (આવેશમાં આવીને) એ તો મારા મનનું ધાર્યું કરવાની હિંમત નથી. એ હિંમત કેવી રીતે આવી હતી તેની પણ મને તો અત્યારે સમજણ પડતી નથી. બાપુ, એ ગંભીર દરિયાનો ઘુઘવાટ તમારે કાને હજી નથી અથડાતો? એ નદી, એનો વળાંક, એ ટેકરીઓ, નથી યાદ આવતું? મારી નજર આગળ તો એ બધું હજી ખડું થાય છે.

વાલકે : હું તો હવે એ ભૂલવા લાગ્યો છું, દીકરી; પણ ખરે, એ સુખી દિવસો હતા. એ જીવનમાં કાંઈ જાદુ ભરેલું હતું.

ગુમાન : (હજી આવેશમાં) ઓ, બાપુ, એ મઝા, એ આનંદ! અરેબિયન નાઈટ્સની વાતો તો મેં જાતે અનુભવી. હું નંદનવનમાં નાચતી હતી એમ લાગે છે. પણ આજે એ જીવન જાણે પૂર્વાવતારની યાદ આપતું હોય એમ લાગે છે. વેદવારાનું જીવન હોય એમ આજે લાગે છે; અને હું પાછી હતી એની એ થઈ ગઈ! અને 'એની' ખાનદાની તો એની એ જ છે. હું પહેલાં ઉદ્ધત, તુમાખી જનાવર હતી તે જો કાંઈ સુધરી હોઉં તો 'એને' લીધે. હું હવે ઘણી બાબતો ભૂલતી જાઉં છું. પણ મેં દૃઢ નિશ્ચય કર્યો છે કે હું છેક બધું તો નહિ જ ભૂલું. 'એનું' અને એના બેટના રાજ્યનું સ્મરણ તો કદી નહિ ભૂલાય. એટલે મેં તમને કહ્યું કે તમે એ બધી વાત—રજેરજ લોટેશ્વરને કહી દો. એને ગમે તો ભલે એ

વિવાહ તોડી નાખે. (ટેવથી પાછું સુંદરના શબ્દોનું અનુકરણ કરીને) ગુમાનદેવી એ નાટક બરોબર ભજવશે.

વાલકે : પણ દીકરી—

[ ઠાકોર લોટેશ્વર આવે છે એવી ખબર મળે છે. એ આવે છે. ]

ગુમાન : આજે આપણે ત્યાં આ લોકો જમવા આવવાના છે તો તમે—

વાલકે : હું જાણું છું. પણ મારે જરા વાત—

[ પોતે વાત કરી છે એમ કહેલું, પણ ખરી રીતે કહેલી નથી તેથી ગભરાય છે. ]

લોટેશ્વર : ઠાકોરસાહેબ, આપને વાંધો તો નહિ હોય. મારે જરા ગુમાન સાથે વાત કરવી છે. જમવાના વખત પહેલાં જરા વાત કરી લેવી છે.

વાલકે : (ગભરાતાં) પણ—

ગુમાન : હા, બાપુ. તમે નહાવા જવાનું કહેતા હતા તે નહાઈ તૈયાર થાઓ.

[ ગુમાન સમજે છે કે પોતાના બાપે લોટેશ્વરને બધી વાત કહેલી છે એટલે એ બાબત કાંઈ ગંભીર વાત કરવા એ આવેલો છે. એ વાત સાંભળવા અને પોતાનું શું ભવિષ્ય નસીબમાં છે તે જાણવા અધીરી થઈ છે; એટલે બાપ જાય અને પોતે બન્ને એકલાં પડે એમ ઇચ્છે છે. એના મનમાં ડર તો ઘણો છે, પણ હિંમતથી સાંભળવા તૈયાર થઈ છે. ]

[ વાલકેશ્વર જાય છે. ]

ગુમાન : શી વાત છે, કહો.

લોટેશ્વર : (ઘણો ઉશ્કેરાએલો હોવાથી અવાજ લથડે છે. ગુમાન જરા ધ્રૂજે છે, પણ હોશિયારીથી જણાવા દેતી નથી) બહુ દિલગીરીની વાત છે, ગુમાન. મને લાગે છે કે એ વાત કરીને મારે તને દુઃખ ન આપવું જોઈએ.

ગુમાન : (ધડકતે હૃદયે) કહો, મને દુઃખ નહિ લાગે, કહોને!

લોટે : ન્યાયની ખાતર—બન્નેને ન્યાયની ખાતર પહેલું કહેવું જોઇએ કે આજ બે વર્ષ પસાર થઇ ગયાં છે. આપણે બંને ફરી મળીશું એવી આશા નહોતી.

[ ગુમાને ધાર્યું હતું એના કરતાં વાત ઘણી નરમાશથી નીકળી. ]

ગુમાન : (જરા શાંત થતાં) હું તો દુનિયામાંથી ખોવાઈ જ ગઈ હતી.

લોટે : (નિશ્વાસ નાખીને) છતાં એ બાબત જરા પણ માફ થઈ શકે તેવી નથી. તેથી—

ગુમાન : (જરા ચમકીને પણ ઢીલાશ ન બતાવતાં) ઓ હો!

લોટે : તેથી મેં બાને બધી વાત કરી છે.

ગુમાન : (ભવાં ચડાવી) બાને કહી દીધી?

લોટે : હા, મેં તો કહી દીધી, હું બાને બધું જ કહી દઉં છું.

ગુમાન : (હોઠ પીસતાં) અને એમણે સાંભળીને શું કહ્યું?

લોટે : ખરું કહું તો બાએ તો બધી વાત હસી કાઢી.

ગુમાન : (માનતી ન હોય એવું મોં કરીને) બાએ બધી વાત હસી કાઢી!

લોટે : એમણે કહ્યું કે હું અને ગુમાન આ વાત ઉપર ખૂબ હસીશું.

ગુમાન : (ગુસ્સો કરી ખોટું લગાડી) શું કહ્યું? તમારાં ડોશીને એવું બોલતાં શરમ આવતી નથી?

લોટેશ્વર : (નીચું જોઈ) ગુમાન—

ગુમાન : મને દુઃખ થાય ત્યારે એમને હસતાં શરમ આવતી નથી?

લોટે : ગુમાન મારાથી લઈ શકાય તો તારું દુઃખ હું લઈને ખમું એમ થાય છે.

[ લોટેશ્વર આ વાકય બહુ જ નરમ થઇ બોલે છે. ગુમાનને આથી ઘણું આશ્ચર્ય થાય છે. ]

ગુમાન : મને લાગે છે કે તમારૂં અંતઃકરણ બહુ જ નિર્મળ છે. તમે ખરેખર ખાનદાન છો.

[ગુમાનનું દિલ ભરાઈ આવે છે, એ પોતાના બન્ને હાથ લોટેશ્વરને વહાલથી આપવા લંબાવે છે. લોટેશ્વર બનાવટી હાસ્ય કરે છે.]

લોટે : એ એક સુંદર છોકરી હતી, ગુમાન—

[ ગુમાન આ સાંભળીને ચમકે છે. પણ લોટેશ્વરે બધું હૃદય ખોલીને કહેવાનો નિશ્ચય કર્યો છે. ]

પણ તારા સૌંદર્ય આગળ એનો હિસાબ નથી. હું સાચું કહું છું કે એ તો માત્ર રંગનું ચટકું હતું. થોડા કાગળપત્ર પણ લખાયા હતા, પણ એ તો બધા પાછા મંગાવી લીધા છે. એક વખત ખાસ મોટર લૉન્ચમાં એલીફંટા અમે ગયાં હતાં, અને ત્યાં પહોંચ્યા પછી લૉન્ચ બગડી તે બરોબર કરતાં બહુ મોડું થયું, એટલે જરા વાત કરવાનો પ્રસંગ મળ્યો. એમાં જરા પ્રસંગ વધી પડયો. વાંક લૉંચનો છે. તેના ઉપર મને અત્યારે બહુ ગુસ્સો આવે છે.

ગુમાન : (એના સામું તીક્ષ્ણ નજરે જોઈને) ગઈ કાલે તાજમાં ખાણા વખતે બાપુએ તમને—

લોટે : ના હું એમાં ગયો નહોતો. ઠાકોરે મને ટેલિફોન કરેલો કે ખાણું કરશે તો એ સમાચાર કહેવડાવશે.

ગુમાન : (ગભરાઈને) ત્યારે એમણે તમને કાંઇ કહ્યું નથી.

લોટે : ના.

ગુમાન : ત્યારે એ તમને મળ્યા જ નથી ?

લોટે : ના.

[ગુમાનને લાગ્યું કે પોતે મોટા ભયમાંથી બચી ગઇ છે અને ઉલટું લોટેશ્વર જ ભયમાં છે, એને દોષમુક્ત કરવો કે નહિ ? ના. એ તો એના સ્વભાવમાં નથી. એ હવે એના ઉપર વાણીની તલવારથી તૂટી પડે છે. ]

ગુમાન : ઠાકોર, એ છોકરી કોણ છે અને કેવી છે ?

લોટે : (ગભરાતાં-લથડતાં) એ સ્ત્રી હતી. અરે, એ છોકરી— મને કહેતાં શરમ આવે છે—એ છોકરી એક આયા છે.

ગુમાન : ( ગુસ્સાથી ચમકીને ભવાં ચઢાવી ) શું છે ?

લોટે : આયા છે—એક નોકરડી છે.

[ પોતાનો ગુસ્સો લોટેશ્વર જુએ નહિ એમ ગુમાન મુખ ફેરવે છે.]

હું એને આ ઘરમાં જ પહેલાં મળેલો; તમે લોકોએ નોકરોને ચાહપાણીએ નોતરેલા ત્યારે. એટલે તને હવે સમજાશે કે એમાં મૂળ તારા બાપનો વાંક છે.

ગુમાન : ( લોટેશ્વરને પગથી માથા સુધી જોતી ) એક આયા ! આ ઘરમાં !

લોટે : હા, એનું નામ મિસ ટૉમેટો છે.

ગુમાન : ( આશ્ચર્યથી ) મારી જ આયા !

લોટે : ( નીચું જોઈ હાથ પહોળા કરી ) તું મને માફ નહિ કરે, ગુમાન ?

ગુમાન : અરેરે ! મારી જ આયા !

લોટે : બાએ તો મને એમ કહેલું કે આ બાબત તને કાંઈ વાત ન કરવી, પણ—

ગુમાન : ના, ના, વાત કરી તે તો બહુ સારું થયું.

લોટે : એમાં કાંઈ પાપ નથી થયું એ તો તને સમજાયું હશે.

ગુમાન : ( બીજી વાતનો વિચાર આવતાં ) ના, ના, કાંઈ નહિ.

લોટે : ( ફરી ખોટું હાસ્ય કરીને ) અને એ છોકરી પણ ભલી હતી. એ પણ સમજી ગઈ કે લૅાન્ચ બગડી તેથી—વાંક લૅાન્ચનો હતો. મોટાં માણસોની નોકરીમાં રહેતી આયાઓની કુતૂહલવૃત્તિ—

ગુમાન : હા, હા, ખરું છે; કુતૂહલવૃત્તિ ભારે હોય છે.

લોટે : બા કહે છે કે એવી સ્થિતિમાં આવી પડેલી સ્ત્રી મગજનું સમતોલપણું ગુમાવે તો તે ક્ષમાને પાત્ર છે.

ગુમાન : ( જાતનો વિચાર લાવી ઉત્સાહથી ) ખરૂં છે, ખરૂં. આ દુનિયાનાં ખરાં અનુભવી છે. એમના ઉપર હું જરા આકળી થઈ તે માટે હવે મને લાગે છે.

લોટે : ( ભયથી મુક્ત છે એમ જાણી શાંતિથી ) પણ આપણા દરજ્જાની–અમીરી સ્ત્રીઓને માટે એમનો મત જુદો છે.

ગુમાન : ( જરા નવાઈથી ) હેં! જુદો છે?

લોટે : પોતે એક આદર્શ અમારની સ્ત્રી છે એથી એની એવી કુદરતી ઇચ્છા છે કે મને પણ એવી જ વહુ મળે. એથી કરીને તારી હીલચાલ ઉપર બહુ બારીકાઈથી નજર રાખે છે.

ગુમાન : ( ત્વરાથી કાંઈ વિચાર આવતાં) ઠાકોરસાહેબ, તમારાં બા આવે તે પહેલાં મારે બાપુ સાથે કાંઈક વાત કરવી છે.

લોટે : ( નરમ થઈને ) શું આ વાત કરવી છે?

ગુમાન : ના, ના, ગભરાશો નહિ. આ વાત નહિ કહું. એ તો બીજી વાત છે.

લોટે : પણ ગુમાન મને તું માફી તો આપે જ છે ને?

ગુમાન : હા હા, જરૂર, એમાં શું? હું જરૂર માનું છું કે એમાં લૉન્યનો વાંક છે—લાન્ય બગડી તેથી.

લોટે : ( અધીરાઈથી ) ખરેખર બગડી હતી, ગુમાન.

ગુમાન : મને પણ સંતોષ થયો કે તમે દેવ નથી. દેવ કોણ થઈ શકે છે?

[ ગુમાન એના ખભા ઉપર બન્ને હાથ મૂકે છે. એના મુખ ઉપર પશ્ચાત્તાપની લાગણી દેખાય છે. ]

આપણે લગ્નથી જોડાઈશું ત્યારે આપણો સંસાર કેવળ સ્વાર્થી નહિ હોય. આપણે કોઈને ઉપયોગી થઈશું, ખરૂંને?

લોટે : ( મૂર્ખાઈથી ) આપણે જરૂર પરોપકારી થઈશું.

ગુમાન : (એના કરતાં ઘણા વધારે ઉત્તમ માણસનું વાક્ય મોંએ આવી જાય છે ) ગુમાનદેવી પોતાનો ભાગ બરાબર ભજવશે, ઠાકોર.

[ ઊભી થાય છે. મનમાં બબડે છે: ' અરે ઈશ્વર–હજી ભજવવાનું બાકી છે ? ' બીજા ખંડમાં જાય છે. વીજળીબા પ્રવેશ કરે છે. એ જરા આધેડ છતાં જાજરમાન છે. કપડાં પણ કિંમતી પહેરેલાં છે. ]

વીજળી : કેમ લટુભાઈ, એકલા ?

લોટે : બા, મેં એને બધી વાત કહી. એણે બહુ ઉદારતા બતાવી.

વીજળી : ( જેને કાંઈ ભય એ વાત બાબતમાં હતો જ નહિ) અરે મૂર્ખા ! ( આસપાસની વસ્તુઓ ઉપર નજર નાખતાં ) આ તો બેટમાંથી આણેલી વસ્તુઓ હશે ! ગુમાન ક્યાં ? કદાચ આંખો લૂછવા ગઈ હશે.

લોટે : ( અભિમાનથી ) એ જરા પણ રડી નથી, બા.

વીજળી : ના રડી ? હા, બરોબર છે. એમાં શું કામ રડે ? હું પણ ના રડું. એ તો ઠંડું કાળજું રાખવું જોઈએ.

લોટે : ખરૂં કહું છું બા, જરા પણ રડી નથી; અને એણે મને તરત જ એક ક્ષણમાં માફી આપી.

વીજળી : ( આંખો પૂરેપૂરી ફાડી ડોળા કાઢી ) હેં ? તરત જ માફી આપી !

લોટે : એણે એમ પણ કહ્યું કે લોન્ચનો વાંક છે એ વાત ખરી છે. હું કાંઈ દેવ નથી એ જાણી એને સંતોષ થયો.

વીજળી : હેં ! હેં ! હેં ! એવું કહ્યું ?

લોટે : હા, એમ જ કહ્યું.

વીજળી : હું તો એવું ન કહું. હું એવું કહું તો શો અર્થ થાય ? ( શંકા લાવીને ) દીકરા, મને થાય છે કે ગુમાન આપણે ધારીએ છીએ એવી હશે ?

લોટે : એ જો એવી ન હોય તો, તમે તો એ જાણો જ ને, બા ?

વીજળી : જા જા, ગાંડા; બેટ ઉપર આ બે વર્ષમાં શું થયું હશે એની આપણને શી ખબર છે !

લોટે : બેટ ઉપર શું બન્યું એ તો બધું ભૂલેશ્વરની ચોપડીમાં છે. તમે આજ સવારથી વાંચતાં હતાં ને ?

વીજળી : ચોપડીમાં બધું ખરૂં જ લખ્યું છે એમ કેમ મનાય ?

લોટે : આ બધાં કહે છે કે એ બધું ખરૂં જ લખેલું છે.

વીજળી : એ લોકો જુઠું નથી બોલતાં તેની શી ખાત્રી ?

લોટે : એમને શું કામ જુઠું બોલવું પડે ?

વીજળી : હું એવી રીતે જો નિર્જન બેટ ઉપરથી આવી હોઉં તો મારે જુઠું બોલવું યે પડે. એમની સાથે નોકરો હતા કે નહિ

લોટે : હા; સુંદર હતો. પેલો રસોઇયો—અરે, કારભારી.

[વીજળી નોકરને બોલાવવાની ઘંટડી વગાડે છે. લોટેશ્વરને માની આ ક્રિયાની નવાઈ લાગે છે. ]

કે, બા, કોને બોલાવો છો ?

વીજળી : જો, લટુભાઈ, હું સુંદરને બોલાવું છું. હું એને સવાલો પૂછીશ જવાબમાં જો એ 'સાચી વાત કહું તો' અગર 'સાચું પૂછો તો' એવા શબ્દોથી શરૂઆત કરે તો તું ધ્યાન રાખજે.

લોટે : કેમ એમ ?

વીજળી : કારણ કે જુઠાણાની શરૂઆત એવી રીતે થાય છે.

લોટે : બા, તમારે પારકા ઘરમાં આમ કરવું જોઈએ નહિ.

વીજળી : ( છોકરાના બોલ્યા ઉપર ધ્યાન ન આપતાં સુંદરને ) મેં બોલાવ્યો, સુંદર. ( એને પગથી માથા સુધી જુએ છે ) કેમ, તું પણ વહાણની સફર કરી આવ્યો ? નિર્જન બેટમાં રહી આવ્યો. મઝા તો પડી હશે.

સુંદર : જી હા, બાઈસાહેબ.

[ બિલકુલ ગભરાયા વગર જવાબ આપે છે. ]

વીજળી : તમારા બધાનાં પરાક્રમોની ભૂલેશ્વરે સરસ ચોપડી લખી છે, કેમ ખરૂં ને ?

સુંદર : મેં વાંચી નથી બાઈસાહેબ.

વીજળી : તને એક નકલ ભેટ ન આપી હોય તો એ જરા વિચિત્ર કહેવાય.

લોટે : કદાચ સુંદરને વાંચવાની ટેવ નહિ હોય.

વીજળી : એટમાં વાંચવાની ચોપડીઓ તો ક્યાંથી હોય ?

સુંદર : મારી પાસે માત્ર એક ચોપડી હતી, બાઈસાહેબ, શ્રીમદ્ ભગવદ્ગીતા.

લોટે : પાઠ કરવા માટે રાખી હશે. અર્થ વાંચવાની શી જરૂર ?

વીજળી : એ તો અમસ્તો. સુંદર બાંમણ ખરો ને. ગીતાના પાઠનું જ પુણ્ય છે. અર્થમાં શું છે ? ( સુંદર તરફ જોઈને ) હું ધારું છું, સુંદર, તું એકલો જ નોકર નહિ હોય. બીજા પણ હશે, ખરુંને ?

સુંદર : એક બાઈ હતી, બાઈસાહેબ.

વીજળી : મારે એનું જરા કામ છે. ( સુંદર જતો નથી. સામું જોઈ રહે છે ). જરા એને અહીં મોકલને !

[ સુંદર જાય છે. ]

લોટે : ( મા ઉપર કદી ગુસ્સે થએલો નહિ એટલે બધી હિંમત ભેગી કરીને ) આ તમને શું થયું છે, બા ? પારકા ઘરમાં આ તોફાન શું ? બહુ ખોટું થાય છે.

વીજળી : બેસ; ગમે તેમ બોલ નહિ. તારા કરતાં મને વધારે અક્કલ છે. મને વરસ થયાં છે એટલા તને દહાડા પણ નથી થયા.

[ ચંપા ને ચંબેલી ભારે સાડીઓ પહેરી આવે છે, વીજળીને એકલી જોઈ, પોતાનું કોઈ સાથે નથી એમ જાણી ભયથી ધ્રૂજે છે. ]

વીજળી : આવો, ચંપા–ચંબેલી ! આવી સાડીઓ બેટ ઉપર તો પહેરવાની ક્યાંથી હોય ? ત્યાં તમે કેવો પહેરવેશ રાખેલો ?

[ બંને સવાલ જવાબ માટે તૈયાર થઇને આવેલાં, પણ તરત જવાબ નથી દઈ શકતી. ]

ચંપા : ( અટકતે અટકતે ) ના...સ્તો. આટલી સારી સાડી તો ક્યાંથી હોય ? પણ એકંદરે ઠીક હતી.

[ એવામાં શોભારામ આવે છે તેથી બંનેને હિંમત આવે છે અને બંને છુટકારાનો દમ લે છે. ]

વીજળી : કેમ છો, માસ્તર! આવો. ચોપડીમાં તમારે માટે ખાસ કાંઈ લખ્યું નથી. મેં તો ધાર્યું હતું કે તમારાં પરાક્રમો પણ અંદર હશે.

શોભા : બેટ ઉપર મારૂં કોઈ એવું ભારે કામ હતું નહિ, બાઈસાહેબ.

વીજળી : એમ કેમ, માસ્તર!

શોભારામ : ( ખભા ચડાવી, હાથનો ચાળો કરી ) આપણે આપણા કામથી વાત, બાઈસાહેબ.

વીજળી : મે સાંભળ્યું કે તમને બીજે સારી નોકરી મળી. અભિનંદન. પણ માસ્તર, કેમ બીજે ગયા ?

શોભારામ : અહીં હવે કોણ અભ્યાસ કરે તેમ છે ? બહેનો તો સૌ સૌને—

[ આટલું બોલતાં ભૂલેશ્વર આવી પહોંચે છે, તેથી પાછો દરેકના જીવમાં જીવ આવે છે. પોતે વસ્તુસ્થિતિ સમજી જાય છે અને કોઈ પણ ડોશી સાથે બોલવામાં એ હારે એવો તો નથી જ. ]

ભૂલે : કેમ છો વીજળીબા ?

વીજળી : આવો, મહાન લેખક !

ભૂલે : ( કટાક્ષ ન ખમી શકવાથી ) હેં, શું ? શાનો લેખક ? મને ખબર નથી.

વીજળી : ચોપડી એક કલ્પિત નવલકથા જેવી રસમય છે.

ભૂલે : ( કલ્પિત શબ્દથી જરા ચમકીને ટટાર થાય છે ) ત્યારે તમને રસ પડ્યો ખરો. ( જરા સ્વસ્થ થઈને ) સાચી વાત કહું તો–

[ આ શબ્દો સાંભળી વીજળી અને લોટેશ્વર અર્થસૂચક હાસ્ય કરી એકબીજા સામું જુએ છે. ભૂલેશ્વર એ જોઈ જરા મૂંઝાય છે.]

ચંબેલી : (આ દુ:ખમાં મદદ કરવાના ઈરાદાથી વાત ઉડાવવા જાય છે) ભૂલાભાઈ સાથે ચંપાનો વિવાહ થાય છે, તમે જાણો છો ?

ચંપા : અને ચંબેલીનો માસ્તર સાહેબ સાથે—

વીજળી : હેં ? ભૂલાભાઈ તો ઠીક; એમાં જરા સુધારો કર્યો કહેવાય. સગાઈ છે, પણ હવે વાંધા જેવું નહિ. પણ માસ્તર તો બ્રાહ્મણ છે.

[ બ્રાહ્મણ કરતાં એક નોકરિયાત છે તે એને વધારે લાગે છે. પણ મનમાં બીજી વાત હોવાથી એ વાત ઉપાડતી નથી. ]

વીજળી : ચાલો, ઠીક. (કટાક્ષથી) બેટના વતનીઓનું કુટુંબ બનાવતા લાગો છો !

[ આ શબ્દો બોલાતી વખતે જ ઠાકોર વાલકેશ્વર અને ગુમાન આવે છે, અને આ શબ્દો સાંભળી ચમકે છે. પણ શાંત થઇને બેસે છે. બંને બાપ દીકરીને લાગે છે કે હવે પોતે સલામત છે. ]

વાલકે : (વીજળી તરફ જોઇને) અરે વાહ, વીજળીબહેન ! તમે તો બધા કરતાં નાનાં હો એવાં લાગો છો.

[બંનેના કુટુંબનો જૂનો સંબંધ હોવાથી બોલવાની છૂટ છે.]

વિજળી : મારી ખુશામતથી કાંઈ નહિ વળે, વલાભાઈ. (ગુમાન તરફ જોઈને) કેમ ગુમાન, બહુ હરખમાં હશો હમણાં તો !

[ ગુમાન હસીને નીચું જુએ છે. ]

વાલકે : હરખ તો તમારે ને અમારે સરખો.

વીજળી : (પોતાના પુત્ર તરફ સૂચક દૃષ્ટિએ જુએ છે અને ગુમાન સાથે વાત કરે છે) કેમ ગુમાન, ખુશીમાં છો ને ? બેટ ઉપરથી મુંબાઇ પાછાં—

ગુમાન : કોણ હું ? હાસ્તો બા; સાચી વાત પૂછો તો—હું—

[ આ શબ્દો સાંભળી પાછા માદીકરો સૂચક રીતે એકબીજાની તરફ જુએ છે અને હસે છે.]

વાલકે : એને તો ખુશી જ હોય ને ! કાનમાં વાજાં વાગતાં હશે.

[ આ સુધરેલો કુટુંબોમાં બાપ આમ બોલે તેની કોઈને નવાઈ લાગતી નથી. ]

વીજળી : કેમ ગુમાન, કાનમાં વાજાં ખરેખર સંભળાય છે કે ? મને તો કાંઇ સંભળાતું નથી. મારા કાન બહેરા છે.

ગુમાન : (ભાવી સાસુને સંબોધવા જેવું બોલવાનો પ્રયત્ન કરતાં) તમારાથી નહિ સંભળાય તો મારાથી ક્યાંથી સંભળાવાનાં હતાં ?

વાલકે : હવે રહેવા દો એ વાત. વીજળી બહેન, બેટ ઉપરથી અમે આ બધી ચીજો લાવ્યાં છીએ તે જોઈ ? જુઓ તો ખરાં.

વીજળી : તમે બતાવશો તો ખુશીથી જોઈશું, પણ હમણાં તો મેં એ બંનેને ઉપર બોલાવ્યાં છે. તમારા ઘરમાં એટલી છૂટ મેં લીધી, છે હોં.

[ આ સાભળી બધાં ભયથી ચૂપ થઇ જાય છે. એવામાં સુંદર અને જીવી આવે છે તેથી એ ભય વધે છે. સુંદર નિર્ભય દેખાય છે, પણ જીવીના મનમાં ડર બહુ છે. બેટ ઉપરની એની હિંમત મુંબાઇના અકુદરતી વાતાવરણમાં જતી રહી છે. ]

લોટેશ્વર : (ગભરાઈને વાલકેશ્વરને) ઠાકોર, આમાં મારો હાથ બિલકુલ નથી, હોં.

વીજળી : (જરા પણ ગભરાયા વગર) ચૂપ હવે, એવું મેં શું કર્યું છે તે આમ બોલે છે ? ( વાલકેશ્વર તરફ જોઈને ) જુઓ, વલાભાઇ, તમે હમેશ મને કહેતા હતા કે નોકરો સાથે ભલાઈથી બધી વાતચીત કરવી જોઇએ. એટલે મને થયું કે સમાનતા ઉપર તમે જે ભાષણો કરતા હતા તે વાત તમે બેટ ઉપર અમલમાં મૂકેલી કે નહિ ? ત્યાં તમને એ વિચાર અમલમાં મૂકવાની તક તો ઉત્તમ મળેલી હશે. નોકરો અને તમે સમાન રીતે રહ્યાં હશો. એ બધું પૂછવા મેં નોકરોને બોલાવ્યા છે. કારણ કે ભૂલેશ્વરના પુસ્તકમાં એ બાબત કાંઈ મારા વાંચવામાં આવ્યું નહિ.

[ બધાં ભૂલેશ્વર તરફ જુએ છે. ]

ભૂલેશ્વર : પણ સાચી વાત કહું તો—

[ પાછા એ ભયંકર શબ્દો બોલાયા. ]

વાલકે : ( કાંઈ વિચાર કર્યા વગર બોલે છે ) વીજળી બહેન, હું ખાત્રી આપું છું કે—

[ શાની ખાત્રી આપવાની છે તેની ખબર ન હોવાથી અટકે છે. ]

ગુમાન : (ઠંડીગાર થઈને) બાપુ, બેટ ઉપર એવું કાંઇ પણ બન્યું નથી કે જેથી મારે શરમાવું પડે. બીજાંની વાત બીજાં જાણે. બાપુ, તમે સુંદરને જવાબ દેવા દો ને!

વીજળી : ગુમાનની વાત ખરી છે. એમાં આટલું ગભરાવાની શી જરૂર છે? આપણે બધાં ઘરનાં જ છીએ ને? કોણ પારકું છે? (સુંદર સામું જોઈને) જો ભાઈ, હવે સાચી વાત કહેજે.

સુંદર : (શાંતિથી) એ બાબતની ખાત્રી રાખજો, બાઈસાહેબ.

[સુંદર જેવા માણસને ન સમજનારાના કાળજાં કરમાઇ જાય છે.]

વીજળી : ઠીક ત્યારે. પણ તમે બધાં બેટ ઉપર સમાન દરજ્જે રહેતાં હશો, ખરૂં ને?

સુંદર : ના, બાઈસાહેબ અહીંની પેઠે જ ત્યાં પણ જરા યે સમાનતા નહોતા રાખતા.

વીજળી : ત્યાં સૌસૌના દરજ્જા સચવાતા હતા ?

સુંદર : ત્યાં બધા દરજ્જા બરોબર સચવાતા. ઘરની પેઠે જ સચવાતા હતા, બાઈસાહેબ.

વીજળી : અને નોકરો?

સુંદર : નોકરો નોકરોની જગ્યાએ જ રહેતા.

વીજળી : નવાઈની વાત છે! નિર્જન બેટમાં એ બધું કેવી રીતે સચવાય?

[ એકાએક યાદ આવવાથી જીવી તરફ જોઈને ]

અને તું કહે જોઈએ?

[ બધાંને લાગે છે કે આ ખરો કટોકટીનો સમય છે અને ભયથી જરૂર એ કાચું કાપશે. ]

જીવી : ( દુઃખ અને ભયથી ) એ તો, બાઈસાહેબ, સરદારની મરજી પરમાણે થતું.

[ બધાંને લાગે છે કે હવે પરપોટો ફૂટયો. ઠાકોરને પૃથ્વી માગ આપે તો અંદર ઊતરી પડે એમ થયું. ]

સુંદર : અમે સામાન્ય–નોકરિયાત વર્ગમાં બધા જમીનદારોને સરદાર કહીએ છીએ, બાઈસાહેબ.

વીજળી : ઓહો ! સમજી. ( વાલકેશ્વર તરફ જોઈને ) સરદાર એટલે તમે જ—

વાલકે : ( કુવામાંથી પાછા જીવતા નીકળ્યા હોય તેમ ) હા, હા, હું જાણું છું એ લોકો મને સરદાર કહે છે.

વીજળી : ( સુંદરને ) તું કુટુંબનાં માણસો સાથે જમવા પણ નહોતો બેસતો ?

સુંદર : ના, બાઈસાહેબ. હું જુદો જમવા બેસતો હતો.

[ હવે પણ આ તોપના મારાનો અંત આવ્યો કે નહિ ? ]

વીજળી : તું પણ જીવી ? તું સુંદર સાથે જમતી કે જુદી ?

જીવી : ( પાછી ચમકીને ) ના, બાઈસાહેબ.

વીજળી : ( ફરીથી પૂછે છે ) તું કોની સાથે જમતી હતી ?

જીવી : હું, કાકા, કુસુમ અને બીજાં બધાં સાથે બેસતાં.

[ બધા ગભરામણમાં ચમકે છે. ]

ભૂલે : બિચ્ચારા કાકા ! એ અમારો પાળેલો વાંદરો હતો. ચંપા, તને આપણો વાંદરો યાદ છે કે ?

ચંપા : હાસ્તો, કેવો ટીખળી, ગમ્મતી વાંદરો હતો ! એને કેમ ભૂલાય ? એટલે જ એને કાકા કહેતા.

ચંબેલી : ( હવે હિંમત આવવાથી ) અને ગુમાન, આપણે પાળેલી મેનાનું નામ કુસુમ રાખેલું ખરું ને ?

વીજળી : હવે સમજાયું. બેટ ઉપર તમે જનાવર પણ પાળેલાં ?

વાલકે : એમ જ વળી.

વીજળી : અહીં તમે મહિનામાં એકવાર નોકરોને ચાહપાણી આપતાં તે—

સુંદર : નિર્જન બેટમાં એ રિવાજ કુદરતી ન લાગતાં સરદારના હુકમથી ચાહપાણી બંધ થયાં હતાં.

વીજળી : એ જ સાબિત કરે છે કે અહીં પણ તમે એ ભૂલ જ કરતા હતા.

વાલકે : (વાત બદલવાની આ તક છે એમ સમજીને) ખરૂં છે. હું ખુલ્લા દિલથી કબૂલ કરૂં છું કે એ ભૂલ હતી. વીજળીબહેન, બેટના અનુભવથી તો હું શીખાયો છું અને હવે સમાજવાદના વિચારો છોડી દઈ આપણા રજવાડાંની કલબમાં પાછો આવવાનો છું.

વીજળી : વલાભાઈ, આખરે તમારા વિચાર બદલાયા તે જાણી ઘણી ખુશી થઈ.

વાલકે : (વાતનો અંત લાવવા) સુંદર, હું ધારૂં છું હવે આ વાત પૂરી થઈ.

[ એ જવા માટે નિશાની કરે છે; પણ હજી અંત નથી આવ્યો. ]

વીજળી : હવે ફક્ત એક જ વાત પૂછવાની છે, સુંદર. (બધાં પાછો નીસાસો મૂકે છે) જો, નિર્જન બેટ હોય તોપણ જુવાન હૃદય તો હમેશાં જુવાન જ રહે છે. એટલે ત્યાં કોઈકોઈનાં હૃદયનાં ખેંચાણ પણ થયાં હશે, ખરૂંને ?

સુંદર : એ તો થાયજ ને ? એમાં નવાઈ નથી.

લોટે : (માની નફટાઈથી શરમાઈને) બા ! આ શું ?

વીજળી : (એના તરફ લક્ષ્ય આપ્યા વગર બેપરવાઈથી) કોનું હૃદય કોની તરફ ખેંચાએલું, સુંદર ? (જીવી તરફ જોઈને) તું પણ કહે જીવી.

જીવી : (ગુંચવાઈને) શું બાઈસાહેબ—

ભૂલે : (ઝડપથી વચ્ચે બોલે છે) સાચી વાત કહું તો—

[ એને પાછો ચૂપ કરવામાં આવે છે, પણ એનું વાકય કટોકટીનો વખત સભાળી લે છે. ]

જીવી : એ તો એ પોતે જ, ભૂલાભાઈ પોતે જ—બાઈસાહેબ.

વીજળી : (વકીલની પેઠે) ભૂલાભાઈ ? કોની તરફ ?

ચંબેલી : મેં હમણાં તો કહ્યું હતું કે ભૂલાભાઈ અને ચંપાનું—

વિજળી : ખરૂં. હવે સમજાયું. પણ આ તો બે વર્ષનો સવાલ છે.

[ ગુમાન તરફ આંગળી કરીને ]

આ બાઈસાહેબ તરફ ખરૂં કે ?

જીવી : ના, બાઈસાહેબ.

વીજળી : ત્યારે બીજી તરફ ગમે એટલાં દિલ ખેંચાયાં હોય એની મારે શી પડી છે ? ( જીવી ડચકો ખાય છે ) ઠીક ત્યારે, હવે તને મારે વધારે કાંઈ પૂછવાનું નથી.

લોટે : પૂછોને બા, મને લાગે છે કે તમને તમારી પોતાની શરમ આવી. ( સુંદર જાય છે તેને બોલાવીને ) સુંદર, તું ખરેખર સાચો માણસ છે. જો હું અને ગુમાન પરણીએ અને તારે જો નોકરી બદલવાનો વિચાર થાય તો અમારે ત્યાં આવજે, હોં.

ગુમાન : ( હિંમતથી મિજાજ ખોઇને ) એ નહિ બને !

વીજળી : ( એકદમ શંકાશીલ થઇને ) કેમ એમ કહે છે ? કેમ નહિ બને ?

[ ગુમાન જવાબ દેતી નથી. અગર એને જવાબ દેવો એ હલકું લાગે છે. ]

વીજળી : ( સુંદરને ) આ કહે છે કે એ તો ન બને. એનું શું કારણ તું ધારે છે ?

[ હજી આ ક્ષણે પણ સુંદર ધારે તો ગુમાનનું ભવિષ્ય બગાડી કે સુધારી શકે. પણ એ એમ કરે ખરો ? ]

સુંદર : બાઇસાહેબ, એ કહે છે તે ખરૂં છે. મારે એટલું કહેવાનું રહી ગયું કે ( લોટેશ્વરને સંબોધીને ) આપનું લગ્ન થશે પછી હું નોકરી છોડી દેવાનો છું.

[ જીવી સિવાય બધા છૂટકારાનો દમ લે છે. ]

શોભારામ : ( નવાઈ લાગવાથી ) સુંદર, પછી શું કરશો ?

[ સુંદર ખભા ચઢાવે છે. ]

સુંદર : ( શોભારામ એકલા સાંભળે તેમ ) ઈશ્વર જાણે. હવે હું રજા લઉં, સાહેબ ?

[ સુંદર શાંતિથી જાય છે. સાથે જીવી પણ જાય છે. બધા હવે શાંતિથી, છૂટથી શ્વાસ લેતાં જણાય છે. વીજળીના કડાકા અને વાવાઝોડું હવે પૂરૂં થયું હોય છે. ]

વીજળી : ખોટું ન લગાડશો, હોં ! મેં જરા હદ ઓળંગી એમ તમને લાગશે, પણ એવી ધમાલ ન કરીએ તો આ ઘડપણમાં કંટાળીને મરી જઈએ. ઠીક ત્યારે. ગુમાન, હવે આનંદ કરો. (હસીને) જો ગુમાન, તારો લાગ આવે ત્યારે તું મારા ઉપર આજનું વેર ન લેતી હોં.

વાલકે : ખરૂં છે, ખરૂં છે.

[ સુંદર પ્રવેશ કરીને જમવાનો વખત થયો છે તેની ખબર આપે છે. બધા જમવાના ખંડમાં જાય છે. ગુમાન જરા પાછળ રહે છે. ]

ગુમાન : (સુંદર તરફ જોઈ પાસે જઈ) પ્રભુ તમને સુખી કરો, એવી મારી પ્રાર્થના છે.

સુંદર : (જેના સ્વભાવનું ઊંડાણ અમાપ છે) હું પણ એ જ પ્રાર્થના કરૂં છું, બહેનસાહેબ.

ગુમાન : તમે મને ધિક્કારો છો ? ( સુંદર ચૂપ રહે છે) બોલો ! બોલોને ? ( જે કદી અસત્ય બોલે તેમ નથી તે જવાબ કેવી રીતે આપે ? સુંદર, તમે આપણા બધામાં ખરેખર ઉત્તમ પુરુષ છો.

સુંદર : એ તો બેટ ઉપર, બહેનસાહેબ, મુંબાઇમાં નહિ. આ ભરતભૂમિમાં નહિ.

ગુમાન : તો પછી એમાં એ ભરતભૂમિનો જ કાંઇ દોષ હોવો જોઈએ.

સુંદર : ભરતભૂમિના દોષની વાત હું સાંભળી શકતો નથી. કોઇને મોઢેથી નહિ, તમારે મોઢેથી પણ નહિ.

ગુમાન : એક વાત કહો. તમારું હૃદય ભગ્ન થયું છે? તમે હિંમત ખોઈ છે?

સુંદર : ના, જરા યે નહિ બહેનસાહેબ.

[ જતાં જતાં પહેલાં બોલેલા શ્લોકની બીજી લીટી બોલે છે. ]

नीरागेषु जनो विमुक्त ललना सङ्गो न यस्मात्परः ॥

[ જાય છે. ]

નેપથ્યમાંથી બધાનો અવાજ સંભળાય છે:
"જન મન ગણ અધિનાયક જય હે, ભારતભાગ્ય વિધાતા.
જય હે, જય હે, જય હે, જયજય જયજય હે..............."

[ પડદો પડે છે. ]

ચોથો અંક સમાપ્ત

# શ્લોકોના અર્થ

## પહેલા અંકને છેડે (પૃ. ૪૬) આપેલા શ્લોકનો અર્થ

ગાત્ર અને વાણીથી વિકલ થઈ, ધનિકો (ઈશ્વર=શેઠ)ની ખુશામત કરનાર એવો તું, હમણાં પ્રહસનનો નટ બન્યો છે; પરંતુ હવે જ્યારે તારા કાન ઉપર પળિયાં આવ્યાં છે ત્યારે આ વૃદ્ધ વય તને કયા નાટકનો નટ બનાવશે? એટલે કે કયા નાટકમાં નચાવશે? (આ શ્લોક ભર્તૃહરિ શતકના ક્ષેપક શ્લોકોમાં આવેલો છે.)

## બીજા અંકને છેડે (પૃ. ૭૫) આવતા શ્લોકનો અર્થ

કોઇ અક્ષર મંત્ર વગરનો નથી; કોઇ મૂળિયું ઔષધ વગરનું નથી; કોઈ પુરુષ અયોગ્ય નથી; માત્ર એ દરેકનો યોજક દુર્લભ છે.

ત્રીજા અને ચોથા અંકમાં જે શ્લોકની એક એક લીટી આવે છે તેનો ભાવાર્થ ત્રીજા અંકમાં ફુટનોટમાં આપ્યો છે. (પૃ. ૧૦૪)

# શુદ્ધિપત્ર

| પૃ. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨ | ૧૦ | એવું | એવી |
| ,, | ૧૯ | એવી | એની |
| ૧૪ | છેલ્લી | નિશ્વાસ | નિઃશ્વાસ |
| ૨૦ | ૨૬ | ભ્રૂકુટિ | ભ્રુકુટિ |
| ૪૩ | ૧ | ,, | ,, |
| ૪૬ | ૮ | गात्रे गिरा | गात्रैगिरा |
| ,, | ૮ | विकल श्वटु मीश्वराणां | विकलश्वटुमीश्वराणां |
| ,, | ૧૦ | पलित कर्णकभाज मेनं | पलितकर्णकभाजमेनं |
| ૫૮ | ૧૨ | સમાન તો | સમાનતા |
| ૬૪ | ૧૮ | કરીમાર્યા | કરી માર્યા |
| ૬૭ | ૯ | નિશ્વાસ | નિઃશ્વાસ |
| ૬૮ | ૧૧ | ,, | ,, |
| ૬૯ | ૭ | ,, | ,, |
| ૭૧ | ૭ | થોભે | થોભો |
| ૮૪ | ૧ | લખત | વખત |
| ૯૬ | ૨૩ | અદૃશ્ય | અધૃષ્ય |
| ૯૯ | ૭ | તેને | તને |
| ૧૦૦ | ૧૯ | નિસાસો | નીસાસો |
| ૧૦૩ | છેલ્લી | રૂઢી | રૂઢિ |
| ૧૦૪ | શ્લો.લી. ૧ | प्रियतमा देहार्धहारी | प्रियतमादेहार्धहारी |
| ,, | ,, લી. ૨ | विमुक्तललना संगो | विमुक्तललनासंगो |
| ,, | ,, લી. ૩ | दुर्वारस्मरषाणपन्नगविष व्यासंगमूढो | दुर्वारस्मरबाणपन्नगविष-व्यासंगमूढो |
| ,, | ,, લી. ૪ | काम बिडंषितोः नविषयान् | कामविडंबितो न विषयान् |

# આટલું તો વાંચશોજ

શ્રી પ્રેમચંદજી કૃત

| | |
|---|---|
| કર્મભૂમિ ભાગ ૧-૨ | ૪-૮-૦ |
| ગોદાન ભાગ ૧-૨ | ૫-૦-૦ |

શ્રી મેઘાણી કૃત

| | |
|---|---|
| નિરંજન | ૨-૦-૦ |
| સોરઠ, તારાં વહેતાં પાણી | ૨-૮-૦ |
| અપરાધી | ૨-૮-૦ |
| સમરાંગણ | ૧-૮-૦ |
| રા' ગંગાજળિયો | ૧-૮-૦ |
| વસુંધરાનાં વહાલાં દવલાં | ૧-૮-૦ |
| ગુજરાતનો જય | ૧-૮-૦ |

શ્રી ધૂમકેતુ કૃત

| | |
|---|---|
| રાજમુગટ | ૨-૦-૦ |
| અજિતા | ૨-૮-૦ |
| પરાજય | ૨-૮-૦ |
| મલ્લિકા | ૨-૮-૦ |
| ચૌલાદેવી | ૨-૮-૦ |

શ્રી આચાર્ય કૃત

| | |
|---|---|
| દેશદીવાન | ૧-૧૨-૦ |
| હરિદ્રનારાયણ ભા-૧-૨ | ૫-૮-૦ |
| ગોરખ આયા ભા-૧-૨ | ૩-૦-૦ |

શ્રી વામન મલ્હાર જોશી કૃત

| | |
|---|---|
| સુશીલાનો દેવ | ૨-૪-૦ |

ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈ કૃત

| | |
|---|---|
| જીવનસંગીત | ૨-૦-૦ |

શ્રી અલેક્ઝાંડર કુપ્રીન કૃત

| | |
|---|---|
| યામા [વેશ્યા] | ૪-૦-૦ |

આ ઉપરાંત મહાગુજરાતના નવલકથા-કારોની તમામ કૃતિઓ માટે નીચે લખો.

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય,**
**ગાંધી રસ્તો - અમદાવાદ**

એડવાન્સ પ્રિન્ટરી, અમદાવાદ.